श्रीहरिः

श्रीमद्वल्लभाचार्य विरचिता

# भक्तिवर्धिनी.

## ॥ भूमिका ॥

આ જગત્‌માં દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિપૂર્વક પોતાની સ્થિતિ સર્વકાલમાં રહે એવી પ્રાણી માત્રને ઇચ્છા રહે છે. પરન્તુ તેવી સ્થિતિ કયા ઉપાયથી અને કેવી રીતે થાય ? તે વિષયનો યત્ન યોગ્યરીતે આ જીવ પોતાના અજ્ઞાનને લીધે કરી શકતો નથી. જો કે લોકો સુખની વૃદ્ધિ માટે યત્ન કર્યા કરે છે, તોપણ યથાર્થ સુખ પ્રાપ્ત ન થતાં ઉલટું સુખને બદલે દુઃખ પ્રાપ્ત થાય છે, માટે એવો ઉપાય શોધવો જોઇએ કે જેમાં દુઃખસંવલિત સુખ પ્રાપ્ત ન થાય, પણ યથાર્થ નિત્યસુખ પ્રાપ્ત થાય. તે વિષયપર વિચાર કરતાં વેદાદિ સર્વશાસ્ત્રોમાં " પ્રેય " અને " શ્રેય " એવા બે પદાર્થો કહેલા છે, તેમાં પ્રેય એ કહેવાય છે કે જે પ્રારંભમાં તો સુખરૂપ તથા પ્રિય લાગે, પરંતુ પરિણામમાં તેજ પદાર્થથી દુઃખ પ્રાપ્ત થાય તેમ તે સુખ પણ દુઃખસંવલિત હોય, તથા તે સુખની સ્થિતિ પણ બહુ કાલ સુધી રહે નહિ તે પ્રેય કહેવાય છે. જેમકે આલોકમાં દેહ, સ્ત્રી, પુત્ર, ગૃહ, ધન અને રાજ્યાદિ તથા પરલોકમાં સ્વર્ગ લોકાદિ એ સર્વની ગણના પ્રેયમાં છે.

શ્રેય એ કહેવાય છે કે પ્રારંભમાં તે પ્રાપ્ત કરતાં તો બહુ શ્રમ થાય છે, પણ તે શ્રેય પ્રાપ્ત થયા પછી તો તે સુખ એવું હોય છે કે જેમાં દુઃખ લેશ માત્ર પણ રહેતું નથી. અને તે સુખ સદા સર્વકાળમાં નિત્ય રહે છે. તેજ શ્રેયની પ્રાપ્તિ થવા

માટે શ્રીકૃષ્ણભગવાને ઉદ્ધવજીને શ્રીભાગવત સ્કંધ (૧૧) અધ્યાય (૨૦) માં કહ્યું છે કે—

" योगास्त्रयो मया प्रोक्ता नृणां श्रेयोविधित्सया ॥
ज्ञानं कर्म च भक्तिश्च नोपायोऽन्योऽस्ति कुत्रचित् ॥

અર્થ—મનુષ્યોના કલ્યાણ કરવાની ઇચ્છાથી મેં જ્ઞાન, કર્મ અને ભક્તિ એમ ત્રણયોગ વેદાદિ શાસ્ત્રદ્વારા કહ્યા છે તે ત્રણ યોગ શિવાય બીજો કોઇ ઉપાય કોઇ સમયમાં પણ શ્રેય પ્રાપ્તનો નથી.

એ પ્રમાણે શ્રેયની પ્રાપ્તિના કર્મ, જ્ઞાન અને ભક્તિ એમ ત્રણ ઉપાયો કહ્યા છે. તેમાંથી કોઇપણ એકમાર્ગનું યથાર્થ રીતે સાધન કરે તો શ્રેય પ્રાપ્ત થાય, એમ ઉપર કહેલા શ્લોકના અર્થથી સાધારણ રીતે સમજી શકાય છે. પરન્તુ તેમ નથી, એ ત્રણે માર્ગોના અધિકારીઓનું વિવેચન પણ ત્યાંજ અનુપદ શ્રીકૃષ્ણભગવાનેજ કહેલ છે. જેમકે શ્રીભાગવત સ્કંધ (૧૧) અધ્યાય ( ૨૦ ) કહ્યું છે કે,

निर्विण्णानां ज्ञानयोगो न्यासिनामिह कर्मसु ।
तेष्वनिर्विण्णचित्तानां कर्मयोगस्तु कामिनाम् ॥१॥
यदृच्छया मत्कथादौ जातश्रद्धस्तु यः पुमान् ।
न निर्विण्णो नातिसक्तो भक्तियोगोऽस्य सिद्धिदः ॥२॥

અર્થ—આ શ્રેયની પ્રાપ્તિ કરવાના સાધનોમાંથી જે પુરૂષો કર્મમાં દૃઢ વૈરાગ્યવાળા અને સર્વ ઇન્દ્રિયોની વૃત્તિઓને છોડી સર્વનો ત્યાગ કરનારાઓને જ્ઞાનયોગ સિદ્ધિ આપનારો છે, જે પુરૂષોનું ચિત્ત કર્મમાં વૈરાગ્યવાળું થયું નથી. અને અંતઃકરણમાં અનેક પ્રકારની કામનાઓ જેઓને રહેલી છે, એવા પુરૂષોને કર્મયોગ સિદ્ધિને આપનારો છે. અને જે પુરૂષોને કર્મમાં વૈરાગ્ય થયેલ નથી તેમ કર્મમાં અતિ આસક્તિ નથી એવો જે પુરૂષ

મારી ઇચ્છાથી મારી કથાના કીર્તન અને શ્રવણાદિકમાં શ્રદ્ધાવાળો થયો છે. તેને ભક્તિયોગ સિદ્ધિ આપનારો છે.

એ પ્રમાણે ત્રણે માર્ગના અધિકારીઓના ત્રણ પ્રકારના સ્વરૂપ ભિન્ન ભિન્ન કહ્યાં છે. તેપરથી સ્પષ્ટ સમજવામાં આવે છે કે દૃઢ વૈરાગ્યયુક્ત પુરૂષ જ્ઞાનનો અધિકારી છે. જે પુરૂષના ચિત્તમાં વૈરાગ્ય નથી, અને અનેક કામનાયુક્ત જેનું ચિત્ત છે, તે પુરૂષ કર્મનો અધિકારી છે.

અને જે પુરૂષને દૃઢ વૈરાગ્ય નથી, તેમ કામનાઓમાં પણ અતિ આસક્તિ નથી, તેવા પુરૂષો ભક્તિના અધિકારી છે. એ પ્રમાણે ત્રણે પ્રકારના અધિકારીઓના સ્વરૂપનો વિચાર કરતાં હાલના કલિકાલના સમયમાં તો વિશેષે કરી પ્રાયઃ ભક્તિ માર્ગનાજ અધિકારી જોવામાં આવે છે.

આ ઉપરથી એમ સમજવાનું નથી કે "સત્યયુગાદિ કરતાં કલિયુગ હીન છે, તેથી તેમાં જીવો પણ હીન અધિકારવાળાજ ઉત્પન્ન થાય છે" તેથી તેના અધિકારને અનુસારે હીનસાધનરૂપ ભક્તિ બતાવેલી છે, પણ સત્યયુગાદિમાં તો ઉત્તમ અધિકારવાળા જીવો ઉત્પન્ન થતા હતા. તેને માટે તો કર્મ, જ્ઞાન, સાંખ્ય, યોગ અને તપ આદિ ઉત્તમ સાધનો શાસ્ત્રમાં કહ્યાં હશે. અને તે સાધનોથીજ વેદાદિ સર્વ શાસ્ત્રોક્ત મુખ્ય ફલ થતું હશે, એમ સમજવાનું નથી, કારણ કે કર્મ, જ્ઞાન અને યોગાદિ સર્વ સાધનો ભક્તિની અપેક્ષા રાખે છે, અને ભક્તિવગર તે તે સાધનો પણ કર્મ, જ્ઞાન, સાંખ્ય અને યોગાદિ પ્રતિપાદક શાસ્ત્રોમાં કહેલ ફલને પણ સિદ્ધ કરી શકતાં નથી. તો વેદાદિ સર્વશાસ્ત્રોક્ત મુખ્ય ફલને તો કેમજ સિદ્ધ કરી શકે? તો તે કર્મ, જ્ઞાન, સાંખ્ય અને યોગાદિ દરેક સાધનોથી સિદ્ધ થતાં ફલોનું તારતમ્ય સંક્ષેપથી નીચે દર્શાવીએ છીએ. તે ઉપરથી વાચકવર્ગને સારી રીતે સમજવામાં આવશે.

કર્મ—શ્રૌત અને સ્માર્ત એમ બે પ્રકારના કર્મો છે તેમાં શ્રૌત કર્મના વિષયમાં નીચે લખ્યા પ્રમાણે સમજવું.

શ્રૌત—૧ અગ્નિહોત્ર ૨ દર્શપૂર્ણમાસ ૩ ચાતુર્માસ્ય ૪ પશુ અને ૫ સોમ એ પાંચ પ્રકારના યજ્ઞો શ્રૌતકર્મ કહેવાય છે. તે કર્મના આધિદૈવિક, આધ્યાત્મિક અને આધિભૌતિક એવા ત્રણ પ્રકારના ભેદ છે.

આધિદૈવિક—"यज्ञो वै विष्णुः" એ શ્રુતિ પ્રમાણે યજ્ઞ એ વિષ્ણુનું સ્વરૂપ છે. તેમજ "यज्ञेनयज्ञमयजन्त देवाः" એ શ્રુતિ તથા શ્રી ભા. સ્કંધ ૨ અધ્યાય ૬ શ્લોક ૨૬ "पुरुषावयवै रेते संभाराः संभृता मया" એ બ્રહ્માજીના વાક્ય પ્રમાણે યજ્ઞના શ્રુક્ અને શ્રુવાદિ યાવત્ સાધનો તથા યજ્ઞમાં ઇજ્ય ઇન્દ્રાદિ યાવદ્ દેવતાઓ યજ્ઞપુરૂષરૂપ વિષ્ણુ ભગવાન્‌ના અવયવરૂપ હોવાથી વિષ્ણુરૂપ છે. તેથી સાધન સહિત યજ્ઞનું આધિદૈવિક સ્વરૂપ વિષ્ણુ છે.

આધ્યાત્મિક—યજ્ઞમાં અગ્નિ, ઇન્દ્ર, સૂર્ય અને વરૂણ ઇત્યાદિ યજ્ઞમાં ભાગ લેવાવાળા દેવતાઓ યજ્ઞનું આધ્યાત્મિક સ્વરૂપ છે.

આધિભૌતિક—યજ્ઞના આરંભથી તે યજ્ઞની સમાપ્તિ સુધી યાવત્ જે ક્રિયા થાય છે, તે યજ્ઞનું આધિભૌતિક સ્વરૂપ છે.

સ્માર્તકર્મ—૧ ગર્ભાધાનાદિ સોળ સંસ્કાર ૨ સંધ્યોપાસનાદિ નિત્યકર્મ ૩ નિત્યશ્રાદ્ધ ૪ સાત પ્રકારના પાકયજ્ઞ અને ૫ પાપોનું પ્રાયશ્ચિત્ત એ પાંચ પ્રકારના સ્માર્તકર્મો છે.

એકાદશ્યાદિક વ્રત કરવાં અને પુષ્કરાદિ તીર્થોમાં જવું ઇત્યાદિક બોધ જે સ્મૃતિઓમાં કરેલો છે, તે પૂર્વના ઋષિઓનો સદાચાર જોઇ કરેલો છે અને તેનું મૂલ પુરાણો છે. તેમાં એમ સમજવાનું છે કે અગ્નિહોત્રીને અગ્નિ છોડીને પરદેશ જવાનો નિષેધ છે. તેથી અગ્નિહોત્રીને તીર્થમાં જવાનો વિધિ નિત્ય નથી. તેમજ અગ્નિહોત્રી તથા બ્રહ્મચારીને ઉપવાસ કરવાનું વિધાન નહિં

હોવાથી તેને માટે વ્રત નિત્ય નથી. પરંતુ જેઓ વેદનાવિધિ પ્રમાણે અગ્નિહોત્ર કરતા નથી, અને વિધિ પ્રમાણે બ્રહ્મચર્ય વ્રતમાં સ્થિત નથી તેવાઓને માટે તો એકાદશી વિગેરે વ્રતો તથા તીર્થાદિકમાં જવું એ નિત્ય છે. વ્રત અને તીર્થાદિકની ગણના પણ સ્માર્ત ધર્મમાં કરેલી છે.

૧ ઔપાસનહોમ ૨ વૈશ્વદેવ ૩ પાર્વણ શ્રાદ્ધ ૪ અષ્ટકા ૫ માસિકશ્રાદ્ધ ૬ સર્વબલિ અને ૭ ઈશાનબલિ એ સાત પ્રકારના પાકયજ્ઞો કહેવાય છે.

ઉપર કહેલાં શ્રૌત અને સ્માર્તકર્મો નિત્ય અને કામ્ય એમ બે પ્રકારનાં છે. જે કર્મ નહિ કરવાથી પ્રત્યવાય લાગે અને યથોક્ત કર્મ કરવાથી શ્રેયની પ્રાપ્તિ થાય, તે નિત્યકર્મ કહેવાય છે, અને જે કર્મ કોઈ કામનાથી કરવામાં આવે તે કામ્યકર્મ કહેવાય છે તેથીજ શ્રુતિઓમાં "यावज्जीवमग्निहोत्रं जुहुयात्" અને "अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः प्रजाकामः पशुकामः" "यावज्जीवं दर्शपूर्णमासाभ्यां यजेत" "प्रतिसंवत्सरं ज्योतिष्टोमेन यजेत" 'सोमेन यजेत स्वर्गकामः' ઈત્યાદિક શ્રુતિઓમાં નિત્ય અને કામ્ય એમ બન્ને પ્રકારનાં કર્મોનો બોધ કર્યો છે અને તેના તે યજ્ઞો જો કામનાથી કરવામાં આવે તો તે કામ્ય પણ થાય છે. તે યજ્ઞો કરનાર અધિકારીના ઉત્તમ, મધ્યમ અને હીન એમ ત્રણ ભેદ છે.

ઉત્તમાધિકાર—"सर्वंखल्विदं ब्रह्म" ઈત્યાદિ ઉપનિષદ્ધસિદ્ધ શુદ્ધ અદ્વૈત શબ્દજ્ઞાનવાન્ ભગવાન્‌ના નિશ્વાસ રૂપ વેદની "यावज्जीवमग्निहोत्रं जुहुयात्" ઈત્યાદિક આજ્ઞાથી પોતાનું આવશ્યક નિત્ય કર્તવ્યકર્મ માની કામના રહિત થઈ; યજ્ઞ એ વિષ્ણુનું સ્વરૂપ છે. યજ્ઞના સ્રુકસ્રુવાદિ યાવત્ સાધનો તથા યજ્ઞમાં ઈજ્ય ઈન્દ્રાદિ યાવદ્ દેવતાઓ યજ્ઞપુરૂષના અવયવરૂપ હોવાથી વિષ્ણુરૂપ છે. એવું યજ્ઞનું આધિદૈવિક સ્વરૂપ યથાર્થ સમજીને યથાર્થ વેદોક્ત વિધિ પ્રમાણે જે પુરૂષ યજ્ઞ કરે છે, તેનો યજ્ઞ

આધિદૈવિક થાય છે, અને તેઓ આધિદૈવિક યજ્ઞ કરનાર પુરૂષ ઉત્તમ અધિકારી છે. ઉત્તમ અધિકારીના ઉદાહરણમાં બ્રહ્માજી તથા પ્રજાપતિઓ મુખ્ય છે.

મધ્યમાધિકારી—યજ્ઞએ વિષ્ણુરૂપ છે. યજ્ઞના સ્રુક્સ્રુવાદિ સઘળાં સાધનો તથા યજ્ઞમાં ઈજ્ય ઈન્દ્રાદિ દેવતાઓ યજ્ઞપુરૂષ વિષ્ણુ ભગવાન્‌ના અવયવરૂપ હોવાથી વિષ્ણુરૂપ છે. એવું જ્ઞાન ન હોય અને તેમજ ઉપનિષદ્દસિદ્ધ શુદ્ધઅદ્વૈતજ્ઞાન પણ ન હોય. તે છતાં વેદની આજ્ઞાથી પોતાનું અવશ્ય નિત્ય કર્તવ્યકર્મ માની નિષ્કામ થઈ યથાર્થ વેદોક્ત વિધિ પ્રમાણે યજ્ઞમાં ઇજ્ય, ઇન્દ્ર, અને વરૂણ વિગેરે–દેવતાઓનેજ કેવલ પ્રસન્ન કરવા માટે જે પુરૂષ યજ્ઞ કરે છે. તેનો યજ્ઞ આધ્યાત્મિક થાય છે. અને તે આધ્યાત્મિક યજ્ઞ કરનાર પુરૂષ મધ્યમાધિકારી છે. મધ્યમાધિકારીના ઉદાહરણમાં બલિ અને પૃથુ વિગેરે છે.

હીનાધિકારી—શાસ્ત્રમાં કહેલ સ્વર્ગ લોકનુ સુખ સાંભળી જ્યારે તે સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય, ત્યારે એ સ્વર્ગ સુખ કેમ મળે ? એની મીમાંસા કરતાં “अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः “दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत” “ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत” ઇત્યાદિક શ્રુતિઓને અનુસારે અગ્નિહોત્રાદિક કર્મ કરીએ તો સ્વર્ગ લોક પ્રાપ્ત થાય એમ સમજી અગ્નિહોત્રાદિક કર્મમાં પ્રવૃત્ત થયો હોય, પરંતુ યજ્ઞ એ વિષ્ણુરૂપ છે, યજ્ઞના સાધન સ્રુક્સ્રુવાદિ તથા તે યજ્ઞમાં ઈજ્ય ઈન્દ્ર અને વરૂણ વિગેરે દેવતાઓ સર્વ યજ્ઞરૂપ વિષ્ણુના અવયવરૂપ હોવાથી વિષ્ણુરૂપ છે, એવું જ્ઞાન ન હોય, તેમજ ઉપનિષદ્દસિદ્ધ શુદ્ધઅદ્વૈતજ્ઞાન પણ ન હોય, એવો પુરૂષ જે યજ્ઞ કરે તે યજ્ઞ આધિભૌતિક થાય છે. અને તેવો આધિભૌતિક યજ્ઞ કરનાર પુરૂષ હીનાધિકારી છે. હીનાધિકારીનાં ઉદાહરણમાં હાલના અધિકારીઓ છે.

ઉપર ત્રણ પ્રકારના અધિકારીઓ કહ્યા તે જે અગ્નિહોત્રાદિ પાંચ યજ્ઞો નિત્ય કહ્યા છે, તે કરનારાઓના ભેદ સમજવા પરંતુ

તેમાં એટલું સમજવાનું છે કે જે હીનાધિકારી છે. તેતો સ્વર્ગ લોકાદિકની કામનાથી યજ્ઞ કરે છે, અને સ્વર્ગાદિક લોકતો અદૃષ્ટ પદાર્થ છે. તેમાં તેનું ચિત્ત સંશયવાળું હોવાથી તેના ચિત્તમાં એવા પ્રકારની શંકા રહે કે તે યજ્ઞો કરવાથી મને સ્વર્ગાદિક મળશે કે નહિ ? તે શંકાની નિવૃત્તિ માટે યજ્ઞોના અંગોના વિષયમાં પણ કામનાના ભેદોથી ભિન્ન ભિન્ન કર્તવ્ય લખેલું છે. જેમકે શ્રુતિ " **चमसेन अयःप्रणयेत् गोदोहनेन पशुकामस्य मृण्मयेन प्रतिष्ठाकामस्य कांस्येन ब्रह्मवर्चसकामस्य** " ઈત્યાદિક શ્રુતિઓમાં પશુ વિગેરેની કામનાથી યજ્ઞમાં અપેક્ષિત દૂધ માટે ગોદોહન કરતાં જલપ્રોક્ષણ કરતી વખતે ભિન્ન ભિન્ન કામનાવાળાઓને માટે ભિન્ન ભિન્ન પાત્રોનું વિધાન કરેલું છે. તે પ્રમાણે યજ્ઞના દ્રવ્યો સંસ્કાર અને કર્મમાં પણ ભિન્ન ભિન્ન વિધાન છે. તે પ્રમાણે કરવાથી તેતે ફલ સિદ્ધ થઇને યજ્ઞ પૂર્ણ થાય છે. એટલે હીનાધિકારીને એ યજ્ઞ કરવાથી મને સ્વર્ગાદિ અવશ્ય પ્રાપ્ત થશે એમ દૃઢ વિશ્વાસ બેસે છે. તે ઉપરથી તેના મનમાં એવો વિચાર થાય છે કે જ્યારે યજ્ઞના અંગરૂપ કર્મમાં પશુ અને પુત્રાદિ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય છે. ત્યારે તે નિત્ય યજ્ઞમાં કામના શા માટે કરવી એમ સમજી એના મનમાં વૈરાગ્યનો અંશ આવે છે. તેમ કરતાં કરતાં હીનાધિકારી પણ ક્રમે કરીને મધ્યમાધિકારી તથા ઉત્તમાધિકારી થાય છે. એવા અભિપ્રાયથી વેદે સ્વર્ગાદિકામના વાળાઓને માટે પણ એ નિત્ય યજ્ઞોનું વિધાન કરેલું છે, તેથી સ્વર્ગાદિકામનાઓનો ભેદ પણ નિત્ય યજ્ઞ કરનારાઓના ભેદમાં હીનાધિકાર તરીકે ગણેલો છે.

હવે જે " **श्येनेन अभिचरन् यजेत** " ઈત્યાદિક શ્રુતિઓમાં શત્રુ મરણાદિ લૌકિક કામનાઓ માટે વેદમાં જે વિધાન કરેલું છે. તેનો અભિપ્રાય એવો છે કે જેઓની ઈશ્વર તથા વેદ વાક્યો ઉપર અલ્પ આસ્થા છે. તથા જે લોકોને દૃઢ આસ્થા નથી તેવા ક્ષુદ્રાધિકારીઓને વેદ વાક્યોપર દૃઢ આસ્થા બેસાડવા માટે

વાતને ઉડાવી દે છે, તે પ્રમાણે વેદ પણ ફલ થવાનો બોધ આપી અંતઃકરણની શુદ્ધિ માટે કર્મ કરાવે છે, બાકી કાંઇ પણ ફલ આપતો નથી. કારણકે વેદનો અભિપ્રાય અંતઃકરણની શુદ્ધિ માટે વેદોક્ત કર્મ કરાવવાનો છે, પણ ફલ આપવાનો નથી. એ પ્રમાણે જેઓ કહે છે, તેઓના કહેવા પ્રમાણે જો વેદનો અભિપ્રાય માનવામાં આવે તો તેમાં બે મોટા દોષો આવે છે. અને તેમાં એક તો વેદ પ્રતારણ કરવા માટે તે તે સકામ કર્મનું ફલ મળવાનો મિથ્યાબોધ કરે છે. એમ વેદ ઉપર મિથ્યાકથન કરવાનો આરોપ આવે છે. અને બીજો દોષ એ આવે છે કે જેમ બાલકને એક દિવસ મોદક આપવાનો લોભ દેખાડી ઔષધ પીવરાવીએ પણ જો મોદક આપીએ નહિ, તો બીજે દિવસે તે બાલક મોદકનો લોભ આપ્યા છતાં પણ ઔષધ પીએ નહિ. કારણકે તેને માતા કે પિતાના વચન ઉપરથી વિશ્વાસ ઉઠી જાય છે. તેમજ દૃષ્ટ ફલ આપનાર પુત્રેષ્ટિ તથા કારીરી આદિ યાગોનું વિધાન વેદે કરેલું છે. તે યજ્ઞો પુત્ર વિગેરેની કામનાવાળા પુરૂષો કરે, અને તેઓને પુત્ર વિગેરે ફલોની પ્રાપ્તિ થાય નહિ. એટલે વેદ વાક્યોપરથી તેઓનો વિશ્વાસ ઉડી જવાથી તેઓ વેદોક્ત કર્મ કરેજ નહિ. તેથી વેદોક્ત કર્મ કરાવવાનું પૂર્વ મીમાંસામાં જે વિધાન છે, તેમાં લોકોની પ્રવૃત્તિ કુંઠિત થાય, માટે એ બે મોટા દોષોને લીધે વેદોક્ત સકામ કર્મનું ફલ મળતું નથી. એમ જે કેટલાક લોકોનું કહેવું છે, તે યોગ્ય નથી. પણ અમારા શ્રીવલ્લભાચાર્યચરણોએ સકામ કર્મ કરવાવાળાઓ નિષ્કામ કર્મ કરવા સુધીની કક્ષાને પહોંચે તેવો અભિપ્રાય જે ઉપર દર્શાવેલો છે તેજ યોગ્ય છે.

ઉપર ઉત્તમ, મધ્યમ અને હીન એમ ત્રણ પ્રકારના જે અધિકારીઓ કહ્યા છે, તેમાંથી ઉત્તમઅધિકારીને તો સાક્ષાત્ યજ્ઞપુરૂષ વિષ્ણુભગવાનની અભિવ્યક્તિ (અર્થાત્ સાક્ષાત્ દર્શન) થાય છે. મધ્યમ અધિકારીઓને અંતઃકરણ શુદ્ધ થઈ

વાતને ઉડાવી દે છે, તે પ્રમાણે વેદ પણ ફલ થવાનો બોધ આપી અંતઃકરણની શુદ્ધિ માટે કર્મ કરાવે છે, બાકી કાંઇ પણ ફલ આપતો નથી. કારણકે વેદનો અભિપ્રાય અંતઃકરણની શુદ્ધિ માટે વેદોક્ત કર્મ કરાવવાનો છે, પણ ફલ આપવાનો નથી. એ પ્રમાણે જેઓ કહે છે, તેઓના કહેવા પ્રમાણે જો વેદનો અભિ-પ્રાય માનવામાં આવે તો તેમાં બે મોટા દોષો આવે છે. અને તેમાં એક તો વેદ પ્રતારણ કરવા માટે તે તે સકામ કર્મનું ફલ મળવાનો મિથ્યાબોધ કરે છે. એમ વેદ ઉપર મિથ્યાકથન કરવાનો આરોપ આવે છે. અને બીજો દોષ એ આવે છે કે જેમ બાલકને એક દિવસ મોદક આપવાનો લોભ દેખાડી ઔષધ પીવરાવીએ પણ જો મોદક આપીએ નહિ, તો બીજે દિવસે તે બાલક મોદકનો લોભ આપ્યા છતાં પણ ઔષધ પીએ નહિ. કારણકે તેને માતા કે પિતાના વચન ઉપરથી વિશ્વાસ ઉઠી જાય છે. તેમજ દૃષ્ટ ફલ આપનાર પુત્રેષ્ટિ તથા કારીરી આદિ યાગોનું વિધાન વેદે કરેલું છે. તે યજ્ઞો પુત્ર વિગેરેની કામનાવાળા પુરૂષો કરે, અને તેઓને પુત્ર વિગેરે ફલોની પ્રાપ્તિ થાય નહિ. એટલે વેદ વાક્યોપરથી તેઓનો વિશ્વાસ ઉડી જવાથી તેઓ વેદોક્ત કર્મ કરેજ નહિ. તેથી વેદોક્ત કર્મ કરાવવાનું પૂર્વ મીમાંસામાં જે વિધાન છે, તેમાં લોકોની પ્રવૃત્તિ કુંઠિત થાય, માટે એ બે મોટા દોષોને લીધે વેદોક્ત સકામ કર્મનું ફલ મળતું નથી. એમ જે કેટલાક લોકોનું કહેવું છે, તે યોગ્ય નથી. પણ અમારા શ્રીવલ્લભાચાર્યચરણોએ સકામ કર્મ કરવાવાળાઓ નિષ્કામ કર્મ કરવા સુધીની કક્ષાને પહોંચે તેવો અભિપ્રાય જે ઉપર દર્શાવેલો છે તેજ યોગ્ય છે.

ઉપર ઉત્તમ, મધ્યમ અને હીન એમ ત્રણ પ્રકારના જે અધિકારીઓ કહ્યા છે, તેમાંથી ઉત્તમઅધિકારીને તો સાક્ષાત્ યજ્ઞપુરૂષ વિષ્ણુભગવાન્ની અભિવ્યક્તિ ( અર્થાત્ સાક્ષાત્ દર્શન ) થાય છે. મધ્યમ અધિકારીઓને અંતઃકરણ શુદ્ધ થઈ

બીજા જન્મમાં શુદ્ધ અદ્વૈતજ્ઞાન પ્રાપ્ત થાય છે. અને હિનાધિકારીને સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે.

ઉપર પ્રમાણે સંક્ષેપથી કર્મમાર્ગનું સ્વરૂપ બતાવ્યું. તે ઉપરથી વાચક વર્ગના સમજવામાં આવ્યું હશે કે કર્મમાર્ગથી ઉત્તમ, મધ્યમ, હીન અને લૌકિક ક્ષુદ્રફલ પ્રાપ્ત થાય છે. તે પણ જ્યારે કર્મ કરવાની શરૂઆતમાં "हरिः ॐ विष्णुः ॐ विष्णुः ॐ विष्णुः ॐ" "अपवित्रः पवित्रोवा" ઇત્યાદિ વિષ્ણુસ્મરણ કરીનેજ સંધ્યાવંદનથી આદિ લઇને સોમાન્ત કર્મનો આરંભ થાય છે. તે પછી દરેક કર્મના મધ્યમાં મંત્રોચ્ચારણમાં અથવા તો કોઇ પણ પ્રકારની ક્રિયામાં કાંઇપણ જ્ઞાતાજ્ઞાત ભૂલ ચૂક થઇ જાય, તો તેના દોષની નિવૃત્તિ માટે પણ કર્મ કરવાના સર્વ આર્ષ ગ્રન્થોમાં હરિસ્મરણ તથા વિષ્ણુસ્મરણ કરવાનુંજ વિધાન છે. તેમજ દરેક કર્મોના અંતમાં સમાપ્તિ વખતે "यस्यस्मृत्या च नामोक्त्या અને प्रमादात् कुर्वतां कर्म" એ વિગેરે શ્લોકોથી સાંગ કર્મની પૂર્ણતા થવા માટે પણ શ્રીવિષ્ણુભગવાન્નીજ પ્રાર્થના કરવામાં આવે છે. એમ સાધારણ રીતે પણ વિચાર કરતાં સ્મરણાત્મક તથા વન્દનાત્મક ભક્તિ શિવાય કોઇપણ કર્મની પૂર્ણતા થતી નથી એ વાત શાસ્ત્ર સિદ્ધ છે. તેથી કર્મમાર્ગમાં પણ ભક્તિની અપેક્ષા રહે છે. તેમજ કર્મમાર્ગમાં ઉત્તમ અધિકારવાળાને જે સાક્ષાત્ યજ્ઞપુરૂષ વિષ્ણુભગવાન્ના દર્શનરૂપ ફલ થાય છે. તેતો સ્પષ્ટ ભક્તિનુંજ કાર્ય છે. ભક્તિ શિવાય બીજાં કોઇ સાધનોથી ભગવાન્ની અભિવ્યક્તિ અર્થાત્ સાક્ષાત્કાર થતો નથી. જેમકે ગીતાજી અધ્યાય ૧૧ માં "नाहं वेदैर्न तपसा" એ શ્લોકમાં વેદ અને વેદોક્ત તપ વિગેરે સઘળાં સાધનોથી પોતાના દર્શનનો નિષેધ કરીને કેવલ અનન્ય ભક્તિથીજ પોતાના દર્શન થવાનું શ્રીકૃષ્ણ ભગવાનને કહ્યું છે. તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે કર્મ કરનાર ઉત્તમાધિકારીના અંતઃકરણમાં પણ યજ્ઞપુરૂષ વિષ્ણુભગવાન્ની અભિવ્યક્તિ (દર્શન) થવાની ઉત્કટ ઇચ્છા હોય છે,

ત્યારેજ યજ્ઞપુરૂષ વિષ્ણુનો સાક્ષાત્કાર થાય છે. એ પણ ભક્તિનુંજ સ્વરૂપ છે. તે ઉપરથી એમ સિદ્ધ થયું કે કર્મમાર્ગના ઉત્તમ આધિકારવાળાના કર્મનું ફલ ભક્તિના આધિક્યથીજ થાય છે. અને મધ્યમ તથા હીનઅધિકારવાળાના કર્મની પૂર્ણતા પણ સ્મરણાત્મક તથા વંદનાત્મક ભક્તિથીજ થાય છે તેથી કર્મમાર્ગમાં પણ ભક્તિનીજ ગરજ રહે છે.

એ પ્રમાણે ભક્તિની સહાયતાથીજ:કર્મમાર્ગ સિદ્ધ થાય છે. તે કર્મના ઉત્તમ અધિકારવાળાએ આધિદૈવિક કર્મ કર્યું હોય. ત્યારે તેને સત્ત્વગુણના અધિષ્ઠાતા યજ્ઞપુરૂષ વિષ્ણુની અભિવ્યક્તિ થાય છે. પણ પૂર્ણ પુરૂષોત્તમપરબ્રહ્મ શ્રીકૃષ્ણની અભિવ્યક્તિ થતી નથી. અને તેને ફલ પણ અર્ચિરાદિમાર્ગદ્વારા ક્રમમુક્તિ થાય છે. પણ સદ્યોમુક્તિ થતી નથી.

॥ જ્ઞાન ॥

હવે જ્ઞાનનું સત્ય સ્વરૂપ તથા જ્ઞાનમાર્ગમાં પણ ભક્તિની અપેક્ષા રહે છે કારણ કે ભક્તિ શિવાય જ્ઞાન સિદ્ધ થતું નથી તે અને જ્ઞાનમાર્ગનું ફલ સંક્ષેપથી બતાવવામાં આવે છે.

હવે જ્ઞાનમાર્ગ શું છે? એ તો પહેલાં સમજવું જોઇએ. "ब्रह्म सत्यं जगन्मिथ्या" એમ પ્રતિપાદન કરનાર ગ્રન્થોમાં જે સિદ્ધાન્ત બતાવવામાં આવ્યો છે તેનેજ કેટલાક લોકો જ્ઞાનમાર્ગ સમજી રહ્યા છે. પરંતુ વાસ્તવિક રીતે તે જ્ઞાનમાર્ગ નથી. કારણ કે સર્વત્ર વ્યાપ્ત અક્ષરબ્રહ્મનું યથાર્થ જ્ઞાન જે માર્ગથી થાય તે જ્ઞાનમાર્ગ કહેવાય. તે પ્રમાણે "ब्रह्म सत्यं जगन्मिथ्या" એવો ઉપદેશ જે માર્ગમાં થાય છે, તે માર્ગમાં જગતને રજ્જુમાં સર્પની માફક શુદ્ધ નિર્ગુણબ્રહ્મમાં કલ્પિત માનવામાં આવે છે, ત્યારે કલ્પિત જગતમાં બ્રહ્મની વ્યાપક્તા સંભવતી નથી. તેમ કલ્પના કરનાર કોણ ? એ બ્રહ્મ અને જગત્ શિવાય ત્રીજો ક-
લ્પના કરનાર કોણ ? એ બ્રહ્મ અને જગત્ શિવાય ત્રીજો કલ્પ-

ના કરનાર સિદ્ધ થઇ શકતો નથી. તેમ રજ્જુમાં સર્પની ભ્રાન્તિ થાય છે, પણ અશ્વની ભ્રાન્તિ થતી નથી. તેનું કારણ રજ્જુ અને સર્પ એ બન્નેનો સમાન આકાર છે તેથી થાય છે. તે પ્રમાણે શુદ્ધ નિર્ગુણ બ્રહ્મને તો તે નિરાકાર માને છે તો તેમાં જગત્‌ની ભ્રાન્તિ શી રીતે થઈ શકે? કારણ કે જગત્ અને બ્રહ્મનો સરખો આકાર નથી, તેમ પ્રથમ સત્ય સર્પ જોયેલો છે. તેની ભ્રાન્તિ અંધકારાદિ દોષને લઇને તેના આકાર સરખી રજ્જુમાં થાય છે, તે પ્રમાણે શુદ્ધ નિર્ગુણબ્રહ્મમાં જગત્‌ની ભ્રાન્તિ થઇ, તે સત્ય જગત્ કયારે અને કયા સ્થલમાં જોયું હતું? કે તેની ભ્રાન્તિ બ્રહ્મમાં થઇ, તેમ સત્ય જગતનો આકાર તથા શુદ્ધ બ્રહ્મનો આકાર શું સમાન હતો? અને ભ્રાન્તિ થવામાં કારણરૂપ અંધકાર જેવો દોષ કયો આડો આવ્યો કે જેનાથી ભ્રાન્તિ થઇ? ઇત્યાદિ સવાલો પુછવામાં આવે તો તેઓ એ વિષયમાં કાંઇ પણ જવાબ દઇ શકતા નથી, તેથી આડા અવળા કુતર્કો કરવા માંડે છે. તેમજ વેદની જે આખી શ્રુતિ હોય તેમાંથી આગળ પાછળના વાકયોને મૂકી દઇ "तत्त्वमसि" કે "अहंब्रह्मास्मि" એટલા ચાર પાંચ અક્ષરના કકડાને મહાવાકય માની તથા ઉપક્રમોપસંહાર મેળવ્યાની દરકાર રાખ્યા વગરજ પોતાનો સિદ્ધાન્ત સિદ્ધ કરવા માગે તો તે સિદ્ધાન્ત વેદના અર્થ પ્રમાણે ખરો ગણાય નહિ, માટે તે ખરો જ્ઞાનમાર્ગ કહેવાય નહિ, ખરો જ્ઞાનમાર્ગ તો એ કહેવાય કે "सर्वंखल्विदंब्रह्म" (આ જેટલું દેખાય છે તે સર્વ બ્રહ્મ છે) એમ શાંડિલ્ય વિદ્યામાં અને "पुरुष एवेद ँ सर्वं यद्भूतंयच्चभाव्यम्" (આ સર્વ દેખાય છે તે, જે થઈ ગયું છે તે, અને જે થવાનું છે તે સર્વ પુરૂષ જ (બ્રહ્મજ) છે) એમ પુરૂષસૂક્તમાં નિરૂપણ કર્યું છે તે પ્રમાણે આ સર્વપ્રપંચ તથા નામરૂપાત્મકપ્રપંચ બ્રહ્મરૂપ છે, એવું શુદ્ધઅદ્વૈત જ્ઞાન થાય તે જ ખરેખરૂં જ્ઞાન કહેવાય છે; અને તે જ્ઞાનની સાથે પણ ગીતાજીના ૧૩ મા અધ્યાયમાં લખ્યા પ્રમાણે શ્રીકૃષ્ણના અનન્ય યોગથી (બીજા દે-

વથી ભક્તિનો અંશ પણ હૃદયમાં આવે નહિ તે પ્રમાણે) અ-વ્યભિચરિત અર્થાત્ કોઇ દિવસ પણ ચિત્ત જેમાંથી ચલાયમાન થાય નહિ, તેવી ભક્તિ હોવી જોઇએ, કારણ કે ગીતાજીના તેરમા અધ્યાયના સાતમા શ્લોકથી આરંભીને અગીઆરમા શ્લોક સુધી જ્ઞાનનાં લક્ષણો કહ્યાં છે કે—

अमानित्वमदंभित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ७ ॥
इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ८ ॥
असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ॥
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ९ ॥
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥१०॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥११॥

એ તમામ જ્ઞાનના લક્ષણોની સાથે શ્રીકૃષ્ણમાં અવ્યભિચારિણી ભક્તિ હોવી જોઇએ, એમ લખ્યું છે, અને તેમ થાય ત્યારેજ તે જ્ઞાન કહેવાય, અને તેથી વિપરીત હોય તો તે અજ્ઞાન કહેવાય છે. માટે જ્ઞાનમાં પણ સાધનરૂપ ભક્તિની અપેક્ષા રહે છે. તે જ્ઞાનના ફલ ઉપર દૃષ્ટિ કરીએ તો તે બાબત અથર્વવેદના તૃતીય મુંડકના દ્વિતીય ખંડની શ્રુતિ (૬) માં કહેલ છે કે,—

वेदान्तविज्ञानसुनिश्चितार्थाः सन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः ॥
ते ब्रह्मलोके तु परान्तकाले परामृतात् परिमुच्यन्ति सर्वे ॥

અર્થ—જેઓનું અંતઃકરણ સંન્યાસના યોગથી શુદ્ધ થયું છે. અને વેદાન્તના વિજ્ઞાનથી જેઓએ સારી રીતે અર્થનો નિશ્ચય

કર્યો છે, એવા યતિઓ બ્રહ્મલોકમાં રહે છે. અને તેઓ બ્રહ્માજીનું આયુષ્ પુરૂં થતી વખતે જ્યારે બ્રહ્માજીનો મોક્ષ થાય છે. ત્યારે બ્રહ્મલોકમાં રહેલા જ્ઞાનીઓ પણ મુક્ત થાય છે. તેમજ સ્મૃતિમાં પણ કહેલ છે કે,

**ब्रह्मणा सहते सर्वे संप्राप्ते प्रतिसंचरे ॥**

**परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परंपदम् ॥**

અર્થ—જ્યારે પ્રાકૃતિક લય થાય ત્યારે (બ્રહ્માજીનો પણ લય થાય છે) બ્રહ્માજીની સાથે ભગવાન્માં અંતઃકરણ રાખવા-વાળા બ્રહ્મલોકમાં રહેલા સઘળાઓ પરપદમાં પ્રવિષ્ટ થાય છે. અથવા મુક્ત થાય છે.

એ પ્રમાણે જ્ઞાનીઓને ફલ થવાનું કહેલ છે ત્યાં દૃઢ વૈરાગ્યથી અંતઃકરણ શુદ્ધ થતાં સંન્યાસ ગ્રહણ કરીને જેઓ વેદાન્તનું જ્ઞાન પ્રાપ્ત કરે, ત્યારેજ તેઓને સારી રીતે અર્થનો નિશ્ચય થાય. તેવા જ્ઞાનીઓને બ્રહ્મલોક [સત્યલોક] ની પ્રાપ્તિ થાય; અને જ્યારે બ્રહ્માજીનું આયુષ્ સમાપ્ત થાય ત્યારે તેને મુક્તિ થાય, અને તેની સાથે બ્રહ્મલોકમાં રહેલા સઘળા જ્ઞાનીઓ પણ મુક્ત થાય છે. એટલે મોક્ષરૂપ ફલ જ્ઞાનીઓને લાંબે વખતે મળે છે, અને તે મોક્ષ પણ અક્ષરબ્રહ્મમાં લયરૂપ થાય છે, પણ અક્ષરાતીત પરબ્રહ્મ પૂર્ણપુરૂષોત્તમ શ્રીકૃષ્ણમાં થતો નથી; અને શ્રીકૃષ્ણ તો અક્ષરાતીત છે. જેમકે અથર્વવેદીય મુંડકોપનિષદ્‌ના દ્વિતીય મુંડકમાં બીજી શ્રુતિ કહે છે કે,

**दिव्योह्यमूर्तः पुरुषः सबाह्याभ्यन्तरोह्यजः ॥**

**अप्राणोह्य मनः शुभ्रोह्यक्षरात् परतः परः ॥**

અર્થ—દિવ્ય, અમૂર્ત (અપરિચ્છિન્ન) બાહેર તથા ભીતર રહેલા, અજન્મા, પ્રાણ તથા મનવગરના, સ્વચ્છ, સર્વ ભૂતપ્રાણીમાત્રથી પર, અક્ષર અને અક્ષરથી પણ પર એવા પુરૂષ છે. તેમજ કઠોપનિષદ્ પ્રથમાધ્યાય તૃતીયવલ્લીમાં કહ્યું છે કે,

महतः परमव्यक्तमव्यक्तात् पुरुषः परः ॥
पुरुषान्नापरं किञ्चित् सा काष्ठा सा परागतिः ॥१०॥

અર્થ—મહત્તત્ત્વથી પર અવ્યક્ત ( અક્ષરબ્રહ્મ ) છે, તથા અવ્યક્તથી પરપુરૂષ છે. અને પુરૂષથીપર બીજું કાંઈ નથી. એ-ટલે તે પરપુરૂષજ છેલ્લી દિશા તથા ગતિ છે.

આ શ્રુતિમાં અવ્યક્ત શબ્દથી પણ અક્ષરબ્રહ્મ જ બતાવેલ છે. આ પ્રકારે આ શ્રુતિમાં પરમગતિ રૂપ અક્ષરથી પર જે પુરૂષ કહેલ છે. તે કોણ હશે ? એમ જાણવાની ઈચ્છા થાય તો તે જાણવા માટે શ્રીકૃષ્ણે ગીતાજીના "૧૫" મા અધ્યાયના ૧૮ મા શ્લોકમાં કહ્યું છે કે,

यस्मात् क्षरमतीतोहमक्षरादपि चोत्तमः ॥
अतोऽस्मि लोके वेदे च प्राथितः पुरुषोत्तमः ॥१८॥

અર્થ—ક્ષર ( સર્વ ભૂત પ્રાણી માત્ર ) ને અતિક્રમણ કરીને હું રહ્યો છું, અને અક્ષરબ્રહ્મથી પણ હું ઉત્તમ છું. તેથી લોકમાં[1] અને વેદમાં પુરૂષોત્તમ એવા નામથી પ્રસિદ્ધ છું. એ શ્લોકમાં પોતાના સ્વરૂપને અક્ષરાતીત કહેલું છે. અને તેથી પોતાને પુરૂષોત્તમપણું કહેલું છે. તે ઉપરથી એમ સમજવાનું છે કે, જ્ઞાનીઓને અક્ષરની પ્રાપ્તિ થાય છે. પણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થતી નથી. શ્રીકૃષ્ણની પ્રાપ્તિ તો ગીતાજીના ૮ મા અધ્યા-યના શ્લોક (૨૨) માં લખ્યા પ્રમાણે ભક્તિથીજ પ્રાપ્ત થાય છે. તે શ્લોક નીચે પ્રમાણે છે.

पुरुषः स परः पार्थ भक्त्यालभ्यस्त्वनन्यया ॥

અર્થ—(તે પરપુરૂષ અનન્યભક્તિથી પ્રાપ્ત થાય છે.) માટે જ્ઞાન કરતાં ભક્તિ ઉત્તમ છે. તેથીજ જ્ઞાન થયા પછી બ્રહ્મ-રૂપ થાય અને ત્યાર પછીજ પરાભક્તિને પ્રાપ્ત થાય છે. એમ

---

૧ પાતંજલાદિકમાં ૨ આથર્વણ મુંડકાદિકમાં.

ગીતાજીના "૧૮" મા અધ્યાયના "૫૪" મા શ્લોકમાં લખ્યું છે કે,

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ॥**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥**

અર્થ—"બ્રહ્મભૂત, પ્રસન્નચિત્તવાળો, શોકરહિત, ઇચ્છાવગરનો અને સર્વ પ્રાણીમાત્રમાં સમાનદૃષ્ટિ રાખનાર એવો પુરૂષ મારી પરાભક્તિને મેળવી શકે છે."

એમ એ શ્લોકમાં કહ્યું છે, અને ત્યાર પછીના શ્લોકમાં

**भक्त्या मामभिजानाति यावान् यश्चास्मितत्त्वतः ॥**
**ततोमां तत्त्वतोज्ञात्वा विशते तदनन्तरम् ॥५५॥**

એમ ભક્તિથી અભિજ્ઞાન થવાનું લખ્યું છે. તે શ્રીકૃષ્ણે પોતાના સ્વરૂપનું જ્ઞાન ભક્તિથી થાય છે, એમ કહ્યું છે પણ અક્ષરબ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન ભક્તિથી થાય છે, એમ કહ્યું નથી, કારણ કે અક્ષરબ્રહ્મનું જ્ઞાન કહેવાનું હોત તો કેવલ "जानाति" એમ કહેત, પણ એમ નહિ કહેતાં "अभिजानाति" એમ કહ્યું છે. તે પોતાનું અક્ષરાતીત પુરૂષોત્તમરૂપ જાણવાનું કહ્યું છે. તેથી આ શ્લોકના ઉત્તરાર્ધમાં "ततोमां तत्त्वतोज्ञात्वा" એમ "माम्" એ શબ્દ મૂકીને સ્પષ્ટ પુરૂષોત્તમનું જ સ્વરૂપ જણાવ્યું છે. તેથી જ આગળ તે જ્ઞાનને "૬૩" મા શ્લોકમાં ગુહ્યથી પણ અત્યન્ત ગુહ્ય કહ્યું છે. તો તેનો અભિપ્રાય એવો છે કે સર્વત્રવ્યાપક અને સર્વ વિરૂદ્ધ ધર્મના આશ્રયરૂપ અક્ષરબ્રહ્મનું સ્વરૂપ સઘળા લોકો જાણતા નથી. તેથી જ તેમાં દ્વૈત અને અદ્વૈત વિગેરે જુદી જુદી રીતે એકબીજાથી વિરૂદ્ધ અભિપ્રાય જેને કહેનારા વાદો જગત્માં ચાલી રહ્યા છે. તે અક્ષરબ્રહ્મનું સ્વરૂપ ગુહ્ય હોવાથી કોઇના સમજવામાં આવતું નથી, તેથી વાદો ચાલી રહ્યા છે. તો ગુહ્ય અક્ષરબ્રહ્મનું સ્વરૂપ છે તો-તેનાથી ગુહ્ય અક્ષરાતીત પરબ્રહ્મ પુર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણનું સ્વરૂપ છે. તે સ્વરૂપ (ભક્તિ શિવાય

બીજા ) કોઈ સાધનથી જાણી શકાય તેવું નહિ હોવાથી ) ગુહ્યથી પણ અતિશય ગુહ્ય છે. તેથી તેને "गुह्याद्गुह्यतरम्" એમ કહ્યું છે, અને અભિજ્ઞાન પણ તે સ્વરૂપને જાણવાનું નામ છે. માટે "भक्त्यामामभिजानाति" એ શ્લોકમાં અક્ષરબ્રહ્મના જ્ઞાનનો ગંધ પણ આવી શકે તેમ નથી. અક્ષરબ્રહ્મનું જ્ઞાન તો પુરૂષોત્તમસ્વરૂપના અભિજ્ઞાનથી ઘણે નીચે દરજ્જે રહી જાય છે. કારણ કે "ब्रह्मभूतःप्रसन्नात्मा" એ શ્લોકમાં લખ્યા પ્રમાણે જીવને અક્ષરબ્રહ્મનું જ્ઞાન થયા પછી તે જીવ બ્રહ્મભૂત થાય છે, ત્યાર પછી કઠ તથા મુંડક ઉપનિષદ્‌માં "ममेवैष वृणुते तेन लभ्यः" એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે એ પરમાત્મા પરબ્રહ્મ પૂર્ણપુરૂષોત્તમ શ્રીકૃષ્ણ ( આ જીવ મારો છે એમ ) જે જીવનો સ્વીકાર કરે છે, તેનાથીજ તે મેળવી શકાય છે. તેથી જેના ઉપર શ્રીકૃષ્ણનો અનુગ્રહ થાય તેને પરાભક્તિ પ્રાપ્ત થાય છે. અને પરાભક્તિ પ્રાપ્ત થયા પછી ઉપરની શ્રુતિના ઉત્તરાર્ધમાં "तस्यैष आत्मा विवृणुते तनूंस्वाम्" ( જે જીવનો શ્રીકૃષ્ણભગવાન્ આ મારો છે, એમ સ્વીકાર કરે છે તેને એ પરમાત્મા શ્રીકૃષ્ણ પોતાનું સ્વરૂપ યથાર્થ રીતે પ્રકાશિત કરે છે ) એ શ્રુતિમાં કહેલા અનુગ્રહીત જીવને પૂર્ણપુરૂષોત્તમ પરબ્રહ્મ શ્રીકૃષ્ણનું જ્ઞાન થાય છે. તેથીજ તેનું નામ અભિજ્ઞાન કહ્યું છે. એ અભિ ઉપસર્ગનું સ્વારસ્ય છે. આ સંપૂર્ણ કથનનું તાત્પર્ય એ સિદ્ધ થયું કે, પરાભક્તિ જ્ઞાન કરતાં પણ ઉત્તમ છે. ગીતાજી તથા શ્રીમદ્‌ભાગવતમાં સાંખ્ય તથા યોગ એક કહીને સદ્યોમુક્તિ તથા ક્રમમુક્તિ કહેલી છે. તેમાં સદ્યોમુક્તિ ચતુર્થાશ્રમમાંજ થાય છે. માટે સન્ન્યાસ ગ્રહણ કરી મનની વૃત્તિ સર્વમાંથી છોડી અહન્તા તથા મમતાનો ત્યાગ કરી ભગવાન્‌નો આવિર્ભાવ થવા માટે ઉત્તમ યોગમાં રહીને અંતર્નિષ્ઠ થઈ અસંપ્રજ્ઞાત સમાધિસ્થ થઈને દેહપાત પર્યન્ત રહે તો અને બાહ્ય પદાર્થના દર્શનની સંભાવના રહે તોપણ તેમાં અંતર્નિષ્ઠા રાખીને જો દેહપાતપર્યન્ત રહે તો, દેહપાત થયા પછી

તે સદ્યોમુક્ત થાય; કારણ કે તેવી નિષ્ઠાવાળાના અંતઃકરણમાં શ્રી ભગવાનનો આવિર્ભાવ થાય છે. અને ભગવાનનો આવિર્ભાવ થાય તે દેહપાતપર્યન્ત રહેશે કે નહિ, એવો સંદેહ રહેતો હોય તો અપાનવાયુને ઉંચો ખેંચી તે તે સ્થાનમાંથી તે તે વાયુને એકંદર કરતો શ્રીભાગવત દ્વિતીયસ્કંધમાં કહ્યા પ્રમાણે બ્રહ્મરંધ્રમાંથી વાયુને કહાડી નાંખી દેહત્યાગ કરે તો સદ્યોમુક્તિ થાય, અને બાહ્ય પદાર્થના જ્ઞાનયુક્ત રહીને જે યોગે કરીને ભગવાનનાં દર્શન કરતો હોય, તે જ્ઞાનનિષ્ઠ થઇને પણ પરમ વૈરાગ્યયુક્ત સન્ન્યાસી મરણપર્યન્ત યોગજ્ઞાનનો અભ્યાસ કરતો રહે અને યોગથી દેહ ત્યાગ કરે તો ક્રમમુક્તિને પ્રાપ્ત થાય. એ "[1] **वैराग्यं सांख्ययोगौ च तपोभक्तिश्चकेशवे**" એ નિબંધની કારિકામાં કહેલ વિદ્યાના પંચમપર્વાત્મક ભક્તિ પણ સાથે હોય તે સાંખ્ય તથા યોગનું સદ્યોમુક્તિ તથા ક્રમમુક્તિરૂપ ફલ કહ્યું છે.

કેવલ સાંખ્યમાં બે બાબત મુખ્ય જોઇએ. તેમાં એક તો દેહાદિસંઘાતથી ભિન્નપણાથી આત્માનું જ્ઞાન થવું જોઇએ અને અહંકાર સર્વથા નિર્મૂલ થવો જોઇએ. એ બે બાબત થયા પછી ગીતાજીમાં "**नैवकिञ्चित् करोमीति**" ઇત્યાદિ શ્લોકમાં કહ્યા પ્રમાણે તેવી બુદ્ધિ રહે અને જગતમાં દૃઢ વૈરાગ્ય થાય એવી રીતે જીવતાં સુધી એક ધારણાથી રહે તો અવિદ્યાથી મુક્ત થાય, એટલે જન્માન્તરમાં જ્ઞાની થઇને ઉત્પન્ન થાય.

યાવજ્જીવિત કેવલ યોગાભ્યાસ કરતાં કરતાં જ્ઞાનનો ઉદય થાય, અને યોગબલથી દેહને છોડે તો અવિદ્યાથી મુક્ત થાય.

ઉપર પ્રમાણે કેવલસાંખ્ય તથા યોગનું ફલ કહેલ છે. ભક્તિ તથા જ્ઞાનના અંગ શિવાયના સાંખ્ય તથા યોગ નિષિદ્ધ છે, તેથી વ્યાસસૂત્રના સ્મૃતિપાદમાં સાંખ્યને અવૈદિક સિદ્ધ કરી સાં-

---

૧ વિદ્યાના પાંચ પર્વ એ છે. ૧ વૈરાગ્ય ૨ સાંખ્ય ૩ યોગ ૪ તપ અને ૫ મું સાધનરૂપ ભક્તિ.

ખ્યનો નિષેધ કરેલો છે, પરન્તુ અનિષિદ્ધસાંખ્ય વિદ્યાનું પર્વ હોવાથી બ્રહ્મવાદમાં પ્રથમ સૃજેલા પદાર્થોની જે સંખ્યા બતાવી છે, તે સંખ્યાને બતાવનાર સાંખ્ય બ્રહ્મવાદમાંજ પ્રવિષ્ટ થાય છે, માટે સ્વતંત્ર સાંખ્ય પ્રમાણભૂત નથી, પણ બ્રહ્મવાદમાં સૃષ્ટિના પ્રારંભમાં ભગવાન્‌ના સ્વરૂપાત્મક અઠ્ઠાવીશ તત્ત્વો પ્રથમ ઉત્પન્ન થયાં, તે સાંખ્ય મન્વાદિ સત્પુરૂષોએ માનેલું છે. તે સાંખ્યનું સ્વરૂપ શ્રીભાગવતના દ્વિતીયસ્કંધમાં પણ લખેલું છે, તે અઠ્ઠાવીશ તત્ત્વો નીચે પ્રમાણે સમજવાં.

૧ પ્રકૃતિ ૨ પુરૂષ ૩ મહત્તત્ત્વ ૪ અહંકાર ૫ શબ્દ ૬ સ્પર્શ ૭ રૂપ ૮ રસ ૯ ગંધ ૧૦ શ્રોત્ર ૧૧ ત્વચા ૧૨ નેત્ર ૧૩ જીહ્વા ૧૪ ઘ્રાણ ૧૫ મન ૧૬ વાણી ૧૭ હસ્ત ૧૮ ચરણ ૧૯ ઉપસ્થ ૨૦ ગુદા ૨૧ આકાશ ૨૨ વાયુ ૨૩ તેજ ૨૪ જળ ૨૫ પૃથ્વી ૨૬ સત્ત્વગુણ ૨૭ રજોગુણ અને ૨૮ તમોગુણ. એ અઠ્ઠાવીશ તત્ત્વો ભગવદ્રૂપ પ્રથમ ઉત્પન્ન થયાં છે, તેમાં ભગવાનની સત્તા હોવાથી તેઓનું "તત્ત્વ" એવું નામ છે, તે તત્ત્વોમાંથી સર્વ સૃષ્ટિ થઈ છે. અને તે તત્ત્વો ભગવાનની સત્તા વગર કાર્ય કરવાને અસમર્થ હોવાથી તેઓએ શ્રીભાગવત તૃતીય સ્કંધમાં ભગવાન્‌ની સ્તુતિ કરી છે. ત્યારે ભગવાને તે તત્ત્વોને એકઠાં કરી સૃષ્ટિ કરવાની સત્તા તત્ત્વોમાં ધરી, તેથી તે તત્ત્વો સૃષ્ટિ કરવાને સમર્થ થયાં, માટે તે તત્ત્વો ભગવાન્‌ની શક્તિરૂપ હોવાથી તેનો સમાવેશ બ્રહ્મવાદમાંજ થઈ જાય છે. માટે સાંખ્ય શાસ્ત્ર જુદું પ્રમાણરૂપ નથી.

તેવીજ રીતે ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગ પણ ભગવાન્‌નું ધ્યાન કરવા માટે ઉપયોગમાં આવે છે. તે યોગપ્રમાણ છે. બાકી જે સ્વતંત્ર ફળના સાધકપણાથી સિદ્ધિના કારણરૂપ છે. તે યોગનું સાધન કરવાથી અણિમા મહિમાદિક સિદ્ધિઓ મળે છે. તે યોગનો તો "एतेन योगः प्रत्युक्तः" એ સૂત્રથી નિષેધ કરેલો છે. ત્યાં આજના સમયમાં દેહ, ઇન્દ્રિયો, લક્ષ્મી અને

પ્રતિષ્ઠા વિગેરેને સિદ્ધ કરનાર યોગ નિષિદ્ધ હોય, એમાં તો કહેવુંજ શું ? માટે સાંખ્ય અને યોગ એ બન્ને શાસ્ત્રો સ્વતંત્રપણાથી શ્રેયને પ્રાપ્ત કરી શકે તેમ નથી. માટે સાંખ્ય તથા યોગ વિદ્યા (જ્ઞાનના) પર્વરૂપ થાય છે. અથવા તો "बिभर्तिसांख्यंयोगं च देवो मकरकुंडले" એ શ્રીભાગવતના દ્વાદશસ્કંધમાં તાંત્રિક પરિચર્યાના પ્રસંગમાં કહ્યા પ્રમાણે ભગવદ્ભક્તિમાં ઉપયોગી થાય તોજ શ્રેયઃસાધનમાં સહાયભૂત થાય. તેથી શ્રીકૃષ્ણભગવાને એકાદશસ્કંધના વીશમા અધ્યાયમાં શ્રેયના સાધકપણાથી કર્મ, જ્ઞાન અને ભક્તિ એમ ત્રણજ યોગ કહ્યા છે. તેમાં સાંખ્ય તથા યોગની ગણના કરી નથી.

ઉપર કહ્યા પ્રમાણે શ્રેયની પ્રાપ્તિ કરવાના કર્મ, જ્ઞાન, સાંખ્ય અને યોગ એ માર્ગોમાં પણ સાધનરૂપા ભક્તિની શ્રવણાદિ અંગોમાંથી કોઇપણ અંગ સાથે હોય, ત્યારેજ કર્માદિકથી શ્રેયની પ્રાપ્તિ થાય છે તે ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે કર્મ અને જ્ઞાન વિગેરે સઘળા શ્રેયનાં સાધનરૂપ ઉપાયોમાં પણ સાધનરૂપ ભક્તિના શ્રવણાદિક અંગોમાંથી કોઇ પણ અંગોની જ્યારે સહાયતા હોય, ત્યારેજ કર્માદિક શ્રેયના સાધન થઈ શકે છે તે શિવાય કર્માદિમાર્ગ શ્રેયઃસાધક થઈ શકતા નથી, એ તો સાધનરૂપા ભક્તિના અંગનું ફળ છે. ત્યારે ફલરૂપા ભક્તિની મહત્તા વિષે તો શુંજ કહેવું ? તેથી કર્મજ્ઞાનાદિ માર્ગો કરતાં ભક્તિમાર્ગ શ્રેષ્ઠ છે.

માટે શ્રી આચાર્યચરણોએ ભક્તિ વધારવા માટે "ભક્તિવર્ધિની" માં ભક્તિ વધારવાના ઉપાયો કહ્યા છે, તે વાંચવાથી વાંચનારના ધ્યાનમાં આવશે.

શાસ્ત્રી છગનલાલ અમરજી.

—— ❦:०:❦ ——

श्रीहरिः

श्रीकृष्णाय नमः

श्रीगोपीजनवल्लभाय नमः

श्रीमद्वल्लभाचार्य विरचिता

# भक्तिवर्धिनी.

## गुर्जरभाषा टीकासहिता.

શ્રીમદ્દવલ્લભાચાર્યચરણ પોતાના માર્ગમાં અંગીકૃત જીવો કે જેઓ સ્વમાર્ગીય ભક્તિની વૃદ્ધિનો પ્રકાર કેવીરીતે થાય ? તે જાણતા નથી. તેઓને જણાવવા માટે ભક્તિની વૃદ્ધિના પ્રકારને બતાવવાની પ્રતિજ્ઞા કરે છે.

मूलश्लोकः—यथा भक्तिःप्रवृद्धास्यात् तथोपायो निरूप्यते ॥

अन्वयः—-भक्तिः यथा प्रवृद्धा स्यात् तथा उपायः निरूप्यते

અર્થ—જે ઉપાય કરવાથી ભક્તિ અત્યન્ત વધતી થાય તેવો ઉપાય ( આ ગ્રન્થમાં ) નિરૂપણ કરવામાં આવે છે.

વિવેચન—જે સાધન કરવાથી પોતે પ્રવર્તાવેલ પુષ્ટિભકિત માર્ગરૂપ ભકિત અત્યંત વૃદ્ધિને પામે તેવો પ્રકાર બતાવનાર ઉપાય ( સાધન ) આ ગ્રન્થમાં નિરૂપણ કરવામાં આવે છે.

શંકા—ભક્તિની ઉત્પત્તિના પ્રકારો પુરાણાદિકમાં કહેલાજ છે અને ભકિત ઉત્પન્ન થયા પછી તેની વૃદ્ધિ તો વગર કહ્યે પણ થઇ શકે છે. જેમ શ્રીમદ્દભાગવત દશમસ્કંધ અધ્યાય ૪૭ માં શ્રીઉદ્ધવજીએ શ્રીગોપીજનોને કહેલ છે કે,

दानव्रततपोहोमजपस्वाध्यायसंयमैः ॥
श्रेयोभिर्विविधैश्चान्यैः कृष्णे भक्तिर्हि साध्यते ॥

અર્થ—દાન, વ્રત, તપ, હોમ, જપ, સ્વાધ્યાય (વેદાધ્યયન) સંયમ અને બીજા નાના પ્રકારના કલ્યાણકારક સાધનોથી શ્રીકૃષ્ણમાં ભકિત મેળવી શકાય છે. તેમ એકાદશસ્કંધના ઓગણીશમાંઅધ્યાયમાં શ્રીકૃષ્ણભગવાને ઉદ્ધવજીને આજ્ઞા કરી છે કે,

श्रद्धाऽमृतकथायां मे शश्वन्मदनुकीर्तनम् ॥
परिनिष्ठा च पूजायां स्तुतिभिः स्तवनं मम ॥२०॥
आदरः परिचर्यायां सर्वाङ्गैरभिवन्दनम् ।
मद्भक्तपूजाऽभ्यधिका सर्वभूतेषु मन्मतिः ॥ २१ ॥
मदर्थेष्वंगचेष्टा च वचसा मद्गुणेरणम् ।
मय्यर्पणं च मनसः सर्वकामविवर्जनम् ॥ २२ ॥
मदर्थेऽर्थपरित्यागो भोगस्य च सुखस्य च ।
इष्टं दत्तं हुतं जप्तं मदर्थं यद्व्रतं तपः ॥ २३ ॥
एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् ।
मयि संजायते भक्तिः कोऽन्योऽर्थोऽस्यावशिष्य ते ॥२४॥

અર્થ—મારી અમૃતરૂપ કથામાં શ્રદ્ધા, હમેશાં મારૂં કીર્તન, સેવામાં અત્યંત નિષ્ઠા, સ્તોત્રોથી મારી સ્તુતિ, (૨૦) સેવામાં આદર, આઠે અંગોથી પ્રણામ, મારા ભક્તોની વિશેષ પૂજા, સર્વ પ્રાણીઓમાં હું છું એવી બુદ્ધિ, (૨૧) પોતાના અંગોની ચેષ્ટા મારે માટે, વચનોથી મારા ગુણો ગાવા, મનને મારામાં લગાવવું, તથા તેને સઘળી સાંસારિક ઇચ્છાથી નિરાશ રાખવું. (૨૨) મને મેળવવા માટે પૈસા, ભોગ અને સુખનો ત્યાગ, મને મેળવવા માટે યજ્ઞ, દાન, હોમ, જપ, તપ અને જે વ્રત હોય [૨૩] ઉદ્ધવ ! આત્માનવેદન કરનારા મનુષ્યોના ઉપરના ધર્મોથી મારામાં

ભકિત ઉત્પન્ન થાય છે અને તેમ થવાથી તેનો કયો પુરૂષાર્થ સિદ્ધ થવા પામતો નથી ? (અર્થાત્ સઘળા પુરૂષાર્થો સિદ્ધ થાય છે.)

અને પ્રથમ સ્કંધમાં પણ—

**यस्यां वै श्रुयमाणायां कृष्णे परमपूरुषे ।**
**भक्तिरुत्पद्यते पुंसः शोकमोहभयापहा अ. ७ श्लो. ७**

( જે ભાગવત સંહિતા સાંભળવામાં આવે, એટલામાં તો પરમપુરૂષરૂપ શ્રીકૃષ્ણભગવાનમાં પુરૂષના શોક મોહ અને ભયને નાશ કરનારી ભકિત ઉત્પન્ન થાય છે. )

અને શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ—

**ब्रह्मभूतःप्रसन्नात्मा न शोचति न कांक्षति ।**
**समःसर्वेषु भूतेषु मद्भक्तिं लभतेपराम् ॥**

અર્થ—બ્રહ્મરૂપ થયેલો અને પ્રસન્ન મનવાળો ( માણસ) અપ્રિય વસ્તુ જો પોતાને પ્રાપ્ત થાય તો તેને માટે શોક કરતો નથી, અને પ્રિય વસ્તુ મેળવવાની ઇચ્છા રાખતો નથી, અને તે સર્વ પ્રાણીઓ ઉપર સમાન બુદ્ધિ રાખનારો હોવાથી મારી પરાભકિતને મેળવી શકે છે ) એ પ્રમાણે ભકિતની ઉત્પત્તિના પ્રકારો તો કહેવામાં આવીજ ગયા છે. જો કે ભકિતની ઉત્પત્તિના પ્રકાર ઉપર લખ્યા પ્રમાણોથી શાસ્ત્રમાં કહેલા છે તોપણ તેમાં ભકિતની વૃદ્ધિ થવાનો પ્રકાર કહ્યો નથી; તેમાટે તે વૃદ્ધિનો પ્રકાર કહેવા માટે શ્રીઆચાર્યચરણનું કહેવું સંભવે છે, એમ પણ કહી શકાય તેમ નથી. કારણ કે ભકિતની વૃદ્ધિ થવાનો પ્રકાર તૃતીય સ્કંધના પાંચમાં અધ્યાયમાં તત્ત્વોની સ્તુતિમાં કહેલ છે કે—

**पानेन ते देव कथासुधायाः प्रवृद्धभक्त्या विशदाशया ये ॥**
**वैराग्यसारं प्रतिलभ्य बोधं यथाञ्जसाऽन्वीयुरकुण्ठधिष्ण्यम् ॥४५॥**

( દેવ ! તમારી કથારૂપ અમૃતના પાનથી ઘણી વધેલી ભક્તિથી જેનાં અંતઃકરણો શુદ્ધ થયેલાં છે, તેઓ વૈરાગ્યરૂપ

જેમાં સાર છે, એવાં જ્ઞાનને પ્રાપ્ત થઇને અનાયાસે અવિનાશી સ્થાનકને પ્રાપ્ત થયેલા છે ) એ શ્લોકમાં કથામૃતના પાનથીજ ભક્તિની વૃદ્ધિ થવાનું લખ્યું છે. તેથી ભક્તિની વૃદ્ધિના પ્રકાર પણ શાસ્ત્રમાં કહેલાજ છે, તેનાથીજ ભક્તિની ઉત્પત્તિ તથા વૃદ્ધિ થાય તેમ છે, ત્યારે શ્રીઆચાર્યચરણે ભક્તિની વિશેષ વૃદ્ધિ થાય તેવો ઉપાય નિરૂપણ કરીએ છીએ. એવી પ્રતિજ્ઞા શા માટે કરી ?

ઉત્તર—એ શંકા ખરી છે. પરંતુ તેનો ખુલાસો એવી રીતે સમજવો કે શાસ્ત્રમા કહેલાં સાધનોથી તે ભક્તિ ઉત્પન્ન થાય તે મર્યાદામાર્ગીય ભક્તિ સમજવી. કારણ કે શાસ્ત્રમાં કહેલ સાધનો શાસ્ત્રમાં કહેલી મર્યાદા પ્રમાણે કરવામાં આવે, ત્યારે તે ભક્તિ ઉત્પન્ન થાય, અને શ્રીઆચાર્યચરણોનો અભિપ્રાય શુદ્ધ પુષ્ટિમાર્ગીય ભક્તિની વૃદ્ધિ જીવોને થાય, તેવા ઉપાયો બતાવવાનો છે. તે શુદ્ધ પુષ્ટિમાર્ગીયભક્તિ કારણ વગર પ્રભુમાં દૃઢ પ્રેમ થાય, જેમાં લૌકિક તથા વૈદિક આવરણો કાંઈ પણ પ્રતિબંધ ન કરે તેવી ભક્તિ જીવોને થાય, અને તે વૃદ્ધિ કેમ પામે તેવા ઉપાયો નિરૂપણ કરવાનો શ્રીઆચાર્યજીનો અભિપ્રાય છે, એટલે શુદ્ધ પુષ્ટિમાર્ગીય ફલ દેવામાં સન્મુખ થાય, તેવા પ્રકારના સાધનોનો સમુદાય નિરૂપણ કરવામાં આવે છે, તે સાધનો સમજવાથી મર્યાદામાર્ગીય ભક્તિના સાધનો, મર્યાદાભક્તિનું સ્વરૂપ મર્યાદામાર્ગીયભક્તિનું મુક્તિરૂપ ફળ કે જે શાસ્ત્રમાં જોવામાં આવે છે, તેના કરતાં પુષ્ટિમાર્ગીય ભક્તિનાં સાધનો, પુષ્ટિમાર્ગીય ભક્તિનું સ્વરૂપ અને પુષ્ટિમાર્ગીય ભક્તિનું ફળ વિલક્ષણ છે, એમ સમજવામાં આવે તેવી રીતના સાધનોનો સમુદાય પ્રતિપાદન કરાય છે, એમ શ્રીગોકુલનાથજી મહારાજ પોતાની ટીકામાં અભિપ્રાય જણાવે છે.

શ્રીપુરૂષોત્તમજી મહારાજ આ સ્થલે પોતાનો અભિપ્રાય

જણાવે છે કે, શ્રીભગવાને એકાદશસ્કંધમાં ચૌદમા અધ્યાયમાં કહ્યું છે કે--

न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव !
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥ २० ॥

(ઉદ્ધવ ! મારી વધેલ ભક્તિ જેમ મને મેળવી આપે છે તેમ યોગ મને મેળવી આપતો નથી. તેમજ સાંખ્યશાસ્ત્ર, અમુકધર્મો, સ્વાધ્યાય (વેદાધ્યયન) તપ અને દાન એઓ પણ મારી પ્રાપ્તિ કરાવી શકતાં નથી.) એ સ્થલે જો કે યોગ, સાંખ્ય અને અમુકધર્મ વિગેરે મારી પ્રાપ્તિ કરાવી શકતાં નથી એમ લખ્યું છે. તોપણ તેનો અભિપ્રાય યોગ વિગેરે બતાવેલાં આ શ્લોક માંહેનાં સાધનોજ મારી પ્રાપ્તિ કરાવી શકતાં નથી. એવાં વળણ તરફ નથી, પણ ભક્તિ શિવાયનાં બીજાં જે સાધનો છે, તે પણ મારી પ્રાપ્ત કરાવી શકતાં નથી. એવાં વળણ તરફનો છે એમ સ્વીકારીને યોગ વિગેરે સઘળા ઉપાયો મારી પ્રાપ્તિ કરાવી શકતાં નથી. એમ કહીને વધેલી ભક્તિજ મારી પ્રાપ્તિ કરાવી શકે છે, એમ કહ્યું છે. તો હવે શ્રીભગવાને "नसाधयति" એ શ્લોકમાં ભક્તિનું વિશેષણ "ऊर्जिता" એવું મૂકેલું છે. તો ત્યાં ઊર્જિતપણું શું કહેવાય ? એવી આકાંક્ષા થાય ત્યાં જે વધેલપણું તેજ ઊર્જિતપણું કહેવાય, એમ નિશ્ચય કરીને શ્રીઆચાર્યચરણો પોતાના ભક્તોને માટે ભક્તિના વધવાનો ઉપાય કહેવાની પ્રતિજ્ઞા કરે છે કે यथाभक्तिः એ વિગેરે. ત્યાં ભક્તિ શબ્દ માહાત્મ્યનુ જ્ઞાન થયા થયા પછી જે સુદ્દઢ અને સર્વથી અધિક સ્નેહ થાય છે, તેમાં રૂઢ છે. એટલે સામાની મોટાઇનું જ્ઞાન થયા પછીજ તેમાં જે સુદ્દઢ અને સર્વથી અધિક સ્નેહ થાય છે તેજ ભક્તિ કહેવાય છે.

माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः ॥
स्नेहोभक्तिरितिप्रोक्तस्तयामुक्ति र्न चान्यथा ॥

(સામાની મોટાઇ જાણ્યા પછી તેમાં મજબૂત અને સઘળા

કરતાં વધારે જે સ્નેહ થાય છે તે ભકિત કહેવાય છે અને તે ભકિતથી મુકિત થાય છે પણ તે શિવાય મુકિત થતી નથી. ) એ પંચરાત્રસ્મૃતિથી તથા " सापरानुरक्तिरीश्वरे " ( ઈશ્વરમાં જે પરમપ્રીતિ તે ભકિત કહેવાય ) એ શાંડિલ્યસૂત્રમાં કહેલ ભકિતના લક્ષણથી તથા रतिर्देवादिविषया भाव इत्याभिधीयते [ દેવ વિગેરેમાં જે પ્રીતિ થાય છે તે ભાવ કહેવાય છે. ] એ ભાવનું સ્વરૂપ બતાવનારી સ્મૃતિથી સ્નેહ નામનો પદાર્થ જ્ઞાન વિગેરેથી વિલક્ષણ અને મનનો અમુક કોઇ જાતનો ધર્મ છે. હું પ્રસન્ન થાઉંછું, હું રાજી થાઉંછું અને હું સ્નેહ રાખુંછું, એ અનુવ્યવસાયથી સ્નેહ મનથીજ પ્રત્યક્ષ ગમ્ય છે એમ શાંડિલ્ય સૂત્રના ભાષ્યમાં સ્વપ્નેશ્વરાચાર્યે વ્યવસ્થા કરી છે. હવે આ સ્થલે સ્નેહનેજ ભકિત કહી છે તેથી સ્નેહ અને ભકિત જુદાં નથી એમ શંકા કરવી નહિ કારણ કે,

गोप्यः कामाद् भयात् कंसो द्वेषाच्चैद्यादयो नृपाः।
संबन्धाद् वृष्णयः स्नेहाद् यूयं भक्त्या वयं विभो ॥

( યુધિષ્ઠિર ! ગોપીઓ કામથી, કંસ ભયથી, શિશુપાળ વિગેરે રાજાઓ દ્વેષથી અને યાદવો સંબન્ધથી ભગવાન્‌ને પામ્યા છે તમો સ્નેહથી ભગવાન્‌ને પામ્યા છો, અને અમો ભકિતથી ભગવાન્‌ને પામ્યા છીએ ) એ સપ્તમસ્કંધના નારદજીના વાકયમાં ભકિત અને સ્નેહનો જે ભેદ બતાવવામાં આવ્યો છે તેની સાથે વિરોધ આવી જશે, વળી કહેવામાં આવેલ પંચરાત્રસ્મૃતિ વિગેરેમાં સ્નેહનાં જે [1]વિશેષણો મૂકવામાં આવ્યાં છે તેઓ પણ વ્યર્થ જશે. માટે ભકિત શબ્દ ઉપર કહેવામાં આવેલ વિશેષણથી યુકત સ્નેહમાંજ રૂઢ છે, પણ કેવલ સ્નેહમાં ભકિત શબ્દ રૂઢ નથી. એમ નિશ્ચય થાય છે.

---

૧ માહાત્મ્યજ્ઞાનપૂર્વક, સુદૃઢ અને સર્વથી અધિક એ ત્રણ વિશેષણો મૂકવામાં આવ્યા છે, તે,

ભક્તિના સંબન્ધમાં વિચાર ચલાવીએ તો भज सेवायाम् ( ભજ ધાતુ સેવામાં પ્રવર્તે છે ) એ ભજ ધાતુથી ક્તિન્ પ્રત્યય લાગીને ભક્તિ શબ્દ સિદ્ધ થાય છે. ભાવ એટલે ક્રિયાનું સામ્ય સમજવું પ્રકૃતિ અને પ્રત્યય એ બન્ને સાથે મળીનેજ અર્થ કરે છે અને તે બન્ને પ્રકૃતિ પ્રત્યયમાં પણ પ્રત્યયનીજ મુખ્યતા છે. એવો વૈય્યાકરણ લોકોનો નિયમ છે. માટે ધાતુના અર્થથીજ જાણી શકાય એવી જે પ્રધાનભૂત ક્રિયા છે તેમાંજ ભાવનું પર્યવસાન છે. પ્રધાનભૂતક્રિયા એ મનનો ધર્મ છે.

" अन्यत्रमना अभूवन्नाश्रृणवम् अन्यमयना अभूवं नापश्यम्" મારૂં મન બીજે સ્થળે હતું એટલે હું સાંભળતો નહિ હતો અને મારૂં મન બીજી તરફ હતું એટલે હું જોઈ શકયો નહિ હતો.] એ વાજસનેય શ્રુતિમાં મનની પ્રધાનતા બતાવવામાં આવી છે એટલે મનની ક્રિયાનુંજ પ્રધાનપણું માનવું એ યોગ્ય છે એટલે સેવાથી જણાઇ શકતી પ્રેમરૂપ મનથી થતી જે સેવા તે ભક્તિ કહેવાય છે.

તેમ શ્રવણ વિગેરે નવમાં પણ ભક્તિ શબ્દ પારિભાષિક છે.

" श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ॥
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥
इति पुंसाऽर्पिता विष्णो भक्तिश्चेन्नवलक्षणा

( ભગવાનનું શ્રવણ, તેનું કીર્તન, તેનું સ્મરણ, તેમના ચરણનું સેવન, તેનું પૂજન, તેને પ્રણામ કરવા, તેનું દાસપણું, તેની મિત્રતા અને આત્મનિવેદન, એ પ્રમાણે ભગવાન્‌માં નવ લક્ષણવાળી ભક્તિ પુરૂષ અર્પણ કરે તો ) એ સપ્તમસ્કંધમાં પ્રહ્‌લાદના વાકયથી ભક્તિશબ્દ અમુકમાં પારિભાષિક છે, એમ સિદ્ધ થાય છે. બીજા કેટલાક લોકો તો ઉપાસનાના પર્યાયમાં ભક્તિ શબ્દનો ઉપયોગ કરે છે અને ન્યાયને જાણનારા લોકો તો પોતાને સેવ્ય જ્ઞાન હોવાથી તેને જ ભક્તિ

કહે છે, તેઓના મતમાં તો અમુક જાતની બુદ્ધિજ ભક્તિ કહેવાય છે. વાસ્તવિક રીતે તો પુષ્ટિમાર્ગે સ્વીકારેલાં પ્રેમસહિત શ્રવણ અને કીર્તન વિગેરે નહિ હોવા છતાં પણ માત્ર નામના અને તે પણ પ્રેમ વગરના શ્રવણ અને કીર્તનને લઇને નૈય્યાયિક વિગેરે લોકો જે ભક્તિ સ્વીકારે છે તો તે ભક્તિ મુખ્ય નહિ પણ ગૌણી સમજવી. કારણ કે બતાવવામાં આવેલી પુષ્ટિમાર્ગીય ભક્તિની માફક નૈય્યાયિક વગેરે લોકોએ સ્વીકારેલી ભક્તિમાં માહાત્મ્યજ્ઞાનપૂર્વક સુદૃઢ અને સર્વથી અધિક સ્નેહનું નામ ભક્તિ છે. એમ નારદપંચરાત્રના વચનથી માહાત્મ્યજ્ઞાન પૂર્વક સુદૃઢ અને સર્વથી અધિક સ્નેહમાં ભક્તિ શબ્દ રૂઢ છે, એમ બતાવ્યું છે. તેવી રીતે રૂઢિ વિગેરે જણાવનારાં પ્રમાણોનો અભાવ છે.

શ્રીભાગવતના તૃતીયસ્કંધના પચીશમા અધ્યાયમાં—

“ काचित्त्वय्युचिता भक्तिः कीदृशी मम गोचरा ”

( આપને વિષે યોગ્ય ભક્તિ કઇ છે? કે જે મારાથી થઇ શકે ) એ દેવહૂતિના પ્રશ્નમાં શ્રીકપિલ દેવજીએ—

देवानां गुणलिङ्गानामानुश्राविककर्मणाम् ।
सत्त्वएवैकमनसो वृत्तिः स्वाभाविकी तु या ॥
अनिमित्ता भगवति भक्तिः सिद्धेर्गरीयसी
जरयत्याशु या कोशं निगीर्णमनलो यथा

( વૈદિકકર્મવાલા, સત્ત્વગુણના ચિન્હવાળા દૈવજીવના મનનીવૃત્તિ સ્વાભાવિક સત્ત્વોપાધિક ભગવાન્માંજ નિમિત્ત વગર જે રહે છે, તે ભક્તિ સિદ્ધિથી (પણ) મોટી છે. જે ભક્તિ જેમ જમવામાં આવેલ પદાર્થને જઠરાગ્નિ બાળી નાંખે છે, તેમ લિંગ શરીરને બાળી નાંખે છે ) એ શ્લોકથી સ્વરૂપલક્ષણ અને કાર્યલક્ષણથી ભક્તિ સમજાવી છે. એકાગ્રમનવાળા પુરૂષની ઇન્દ્રિયોની સ્વાભાવિકી અને નિમિત્ત વગરની સત્ત્વોપાધિક ભગવાન્માં જે

નિષ્ઠા છે, એમ કહી ભક્તિનું સ્વરૂપલક્ષણ સમજાવ્યું, અને ભક્તિ લિંગશરીરને બાળી નાંખે છે એમ કહીને ભક્તિનું કાર્યલક્ષણ સમજાવ્યું, તેમાં સત્ત્વોપાધિક ભગવાન્‌માં નિષ્ઠાનું કહ્યું છે, તે શ્રીકપિલદેવજીએ સાંખ્યને અનુસારે કહ્યું છે. પરંતુ ખરી રીતે મૂલરૂપ ભગવાન્‌માં મનની સ્વાભાવિકી વૃત્તિ થાય, તેનું નામ ભકિત છે, એમ શ્રીઆચાર્યચરણોએ શ્રીસુબોધિજીનીમાં આજ્ઞા કરી છે.

ઓગણત્રીશમા અધ્યાયમાં તો—

भक्तियोगोबहुविधः (ભકિતયોગ ઘણા પ્રકારનો છે) એ શ્લોકથી પુરૂષના સ્વભાવના ભેદથી થયેલ માર્ગના ભેદથી ભકિતયોગ ઘણા પ્રકારનો છે, એમ પ્રતિજ્ઞા કરીને સાત્ત્વિક, રાજસ અને તામસ એવા ભેદથી ત્રણ પ્રકારનો છે, એમ કહીને વળી ત્રણ શ્લોકોથી ભકિતયોગ ત્રણ ગુણોના મિશ્રણથી નવ પ્રકારનો થાય છે એમ કહીને—

मद्गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाशये ।
मनोगतिरविच्छिन्ना यथा गंगाभसोऽबुधौ ॥
लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ॥

(મારા ગુણોના શ્રવણમાત્રથી સઘળાના અંતઃકરણમાં રહેલ મારામાં જેમ ગંગાના પ્રવાહની સમુદ્રમાં અવિચ્છિન્ન ગતિ થાય છે, તેમ અવિચ્છિન્ન ગતિ થાય, આ ભકિત નિર્ગુણભકિત કહેવાય છે.) આ શ્લોકથી કેવલ ભગવાનના ગુણ સાંભળવાથી જે ભાવ ભગવાન્‌માં અવિચ્છિન્ન મનની ગતિને ઉત્પન્ન કરે છે, તે ભાવ નિર્ગુણભકિતયોગરૂપ કહેવાય છે. તે પછી—

अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषोत्तमे ।
सालोक्यसार्ष्टिसामीप्य सारूप्यैकत्वमप्युत ॥
दीयमानं न गृह्णन्ति विनामत्सेवनंजनाः ॥

( શ્રી પુરૂષોત્તમમાં નિષ્કામ, વ્યવધાન વગરની તથા અખંડ જે ભક્તિ થાય, તેવી ભક્તિ કરનારા ભક્તોને સાલોક્ય (એક લોકમાં રહેવાનું) સાર્ષ્ટિ (ભગવાન્‌ના જેવી સમૃદ્ધિ) સામીપ્ય (ભગવાન્‌ની સમીપ રહેવું) સારૂપ્ય (ભગવાન્‌ના સરખું રૂપ) અને एकत्व (ભગવાન્‌માં મલી જવું) એ મુક્તિઓમાંથી અમુક કોઇ મુક્તિ હું દેવા માગું છું તોપણ મારા સેવનવગર તેઓ કોઈ પણ મુક્તિને ગ્રહણ કરતા નથી.) એ પ્રમાણે દોઢ શ્લોકથી કાલ અને કર્મના વ્યવધાનરહિત શ્રીપુરૂષોત્તમ વિષયક અને પોતાની મેળે પુરૂષાર્થરૂપ જે સેવા તે આત્યંતિકીભક્તિ કહેવાય છે. આંહીઆં ભક્તિ શબ્દ પ્રેમરૂપ સેવામાં યોગરૂઢ ગ્રહણ કરેલ છે. એમ સાલોક્ય વિગેરે ઉપર કહેવામાં આવેલી મુક્તિઓના અનાદરથી નિશ્ચય થાય છે.

આજ ભક્તિયોગ એકાદશસ્કંધના બારમાઅધ્યાયમાં ભગવાને ઉદ્ધવજીને કહ્યો છે કે—

केवलेन हि भावेन गोप्योगावःखगामृगाः
येऽन्ये मूढधियोनागाः सिद्धामामीयुरञ्जसा ॥

( ગોપીઓ, ગાયો, પક્ષીઓ, હરિણીઆઓ અને જે બીજા મૂઢ બુદ્ધિવાળા નાગો સિદ્ધ થઈને અનાયાસે મને પામી ગયા છે ) એ વિગેરે શ્લોકોથી ભગવાને ભક્તિયોગપરજ ભાર આપ્યો છે. એ પ્રમાણે ભક્તિશબ્દના અનેક અર્થો છે તો ચાલતાં પ્રકરણમાં કયો અર્થ વિવક્ષિત છે ? એવી શંકા થાય ત્યાં કહેવામાં આવે છે કે એકાદશસ્કંધમાં ભગવને જે અત્યંત છાનો અને સત્સંગથીજ મલી શકે એવો ભાવ કહ્યો છે. તેજ ભાવ શ્રીમદાચાર્યચરણોએ ભગવાનની આજ્ઞાથી કહેલો છે, કારણ કે સિદ્ધાન્ત મુક્તાવલિમાં " चेतस्तत्प्रवणं सेवा " ( ચિત્તનું ભગવાન્‌માં પરોવાઈ જવું એ સેવા કહેવાય છે ) એમ કહ્યું છે, અને તેના વિવરણમાં શ્રીગુંસાઇજીએ પણ--

ता नाविदन्मय्यनुषंगबद्धधियः स्वमात्मानमदस्तथेदम् ॥
यथा समाधौ मुनयोऽब्धितोये नद्यः प्रविष्टा इवनामरूपे ॥

( જેમ મુનિ લોકો સમાધિમાં કાંઇપણ જાણી શકતા નથી, અને જેમ સમુદ્રના પાણીમાં મળતી નદીઓ પોતાના નામ તથા રૂપને જાણતી નથી તેમ મારામાં સ્નેહથી પોતાની બુદ્ધિને જોડનાર તે શ્રીગોપીજનો ) હું મથુરાજી ગયો ત્યારે મારા વિરહથી મારામાંજ ચિત્ત લાગી ગયેલ હોવાથી ) પોતાના આત્મા, પરલોક તેમજ આ લોકને જાણતાં નહિ હતાં ) આ શ્રીભાગવતના એકાદશસ્કંધના બારમા અધ્યાયનું વાક્ય મૂકેલું છે. પ્રસ્તુત ગ્રંથમાં પણ ભાગવતના ચૌદમા અધ્યાયના વાક્યમાં કહેલ ભગવાનના ભકતોનો સંગ, ભગવદ્‌ગુણોનું શ્રવણ અને કીર્તનરૂપ સાધનોનો સમાવેશ થાય છે. ચૌદમા અધ્યાયમાં કહેલા સાધનો બારમા અધ્યાયમાં કહેલ ભાવના સાધનો શીરીતે થઈ શકે ? એવી શંકા નહિ કરવી, કારણ કે ચૌદમા અધ્યાયમાં કહેવામાં આવેલ ભાવજ ભકિત શબ્દથી કહેવાય છે, બારમા અધ્યાયમાં—

न रोधयति मां योगो न सांख्यं धर्म एव च।
न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्तं न दक्षिणा ॥ १ ॥

( મને યોગ વશ કરી શકતો નથી, તેમજ સાંખ્ય, અમુક ધર્મો, વેદાધ્યયન, તપ, દાન, યજ્ઞો અને જલાશય ખોદાવવાં તથા દક્ષિણા એઓ મને વશ કરી શકતાં નથી. )

આંહીઆં પણ આ શ્લોકથી યોગ વિગેરે સાધનો પણ મને પહોંચાડી શકતાં નથી, એમ કહ્યું છે અને વલી "નસાધયતિમાં યોગ:" આંહીઆં પણ ઉપલા શ્લોકને મળતીજ પ્રતિજ્ઞા કરી છે. માટે ભકિતજ શ્રેષ્ટ છે, એવો નિશ્ચય થાય છે. એટલે હવે તે ભાવની જે પૂર્વાવસ્થા કે જે સામાની મોટાઇ જાણ્યા પછી સુદૃઢ અને બધા કરતાં અધિક જે સ્નેહ થાય છે તે ભકિત કહેવાય છે.

એ પ્રમાણે પંચરાત્રનાવાકયમાં જે ભકિત કહેવામાં આવી

છે, તે ભક્તિ આંહી વિવક્ષિત છે તે ભક્તિના પહેલાં કહેલ રૂપની વૃદ્ધિ માટેજ પ્રયત્ન કરવામાં આવ્યો છે. એટલે તે ભક્તિ જેમ અને જે પ્રકારથી વધતી થાય તેમ તેવા પ્રકારથી બુદ્ધિમાં રહેલો ઉપાય નિરૂપણ કરવામાં આવે છે.

હવે શ્રીગોકુલનાથજીમહારાજ જણાવે છે કે પહેલા કહેવામાં આવેલા સાધનોના સમુદાયનેજ કહે છે.

હવે શ્રીપુરૂષોત્તમજીમહારાજ નીચે પ્રમાણે જણાવે છે કે એ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને અધિકારીના ભેદથી બન્ને પ્રકાર કહેવાની ઇચ્છાથી મુખ્યઅધિકારીને અધિકારના બલથીજ ભક્તિની વૃદ્ધિ તો સિદ્ધજ છે એટલે મુખ્યઅધિકારી માટે ઉપાય કહ્યા વગર પહેલાં મધ્યમઅધિકારી માટે " बीजभावे " એ અર્ધ શ્લોકથી ઉપાય કહે છે—

मूलम्—बीजभावे दृढे तु स्यात् त्यागाच्छ्रवणकीर्तनात् ॥ १ ॥

अन्वयः—बीजभावे दृढे तु त्यागात् श्रवण कीर्तनात्

( भक्तिः मद्वृद्धास्यात् )

અર્થ—બીજભાવ દૃઢ થયાપછી ભક્તિ થવામાં બીજાં સાધનોની શંકા મટાડીને ત્યાગથી (અને) શ્રવણ કીર્તનથી ( ભક્તિ વધે છે. )

વિવેચન—આંહી શ્રીગોકુલનાથજી મહારાજ એવો અભિપ્રાય જણાવે છે કે આ શ્લોકમાં બીજભાવ દૃઢ થવાનું લખ્યું છે, તે શુદ્ધપુષ્ટિમાર્ગીય શ્રીઆચાર્યના અનુગ્રહપૂર્વક સ્વમાર્ગના પ્રકાર પ્રમાણે સર્વ ભગવાનને નિવેદન કર્યા પછી ( અર્થાત્ બ્રહ્મસંબંધના મંત્રનો ઉપદેશ ગ્રહણ કર્યા પછી ) ભગવાન્ તે જીવનો અંગીકાર કરે એ બીજભાવનું સ્વરૂપ સમજવું, તે બીજભાવની દૃઢતાનું લક્ષણ એવી રીતે સમજવું કે બ્રહ્મસંબંધ મંત્રનો ઉપદેશ ગ્રહણ કર્યા પછી નિરંતર એક ભગવાનનેજ પરાયણ થઇને પુષ્ટિમાર્ગમાં સ્થિતિ રહે, ત્યારે બીજની દૃઢતા થઇ

એમ સમજવું, મૂલમાં "तु" અવ્યય લખ્યો છે તે બીજા માર્ગોનાં સાધનો કરતો ન હોય, અને સ્વમાર્ગીય સાધનોમાં તત્પર હોય, ત્યારે ભક્તિ અત્યંત વધેલી થાય. એ ભક્તિ વધવામાં સ્વમાર્ગીય બીજાં સાધનો બતાવે છે કે " त्यागात् श्रवणकीर्तनात्" એટલે સ્વમાર્ગીયસાધન શિવાયના બીજાં સાધનોના ત્યાગથી તેમજ સ્વમાર્ગીય ભગવદ્ધર્મના શ્રવણથી તથા ભગવદ્ગુણોના કીર્તનથી સ્વમાર્ગીય ભક્તિની વૃદ્ધિ થાય છે. આંહી શ્રવણ તથા કીર્તન સાથે કહેલાં છે. તે ઉપરથી બન્ને એક જાતનાં હોવાં જોઇએ, એટલે સ્વમાર્ગીય ગ્રન્થોમાં જેવું ભગવદ્ધર્મનું નિરૂપણ કર્યું છે, તેનું શ્રવણ કરી તે ધર્મોનું સ્વરૂપ બરાબર સમજી તે પ્રમાણે બીજાને તે ધર્મો કહી સંભળાવવા, તેનું નામ કર્તન છે, તેવી રીતનાં શ્રવણ અને કીર્તન કરવામાં આવે તો તેનાથી ભક્તિની વૃદ્ધિ થાય.

આંહીયા શ્રીપુરૂષોત્તમજીમહારાજ એવો અભિપ્રાય જણાવે છે કે શ્રીભગવાન્‌ના અનુગ્રહથી થયેલ બીજરૂપ ભાવ એટલે પ્રેમ આગળ કહેવામાં આવશે તે પ્રમાણે દૃઢ થાય ત્યારે ભક્તિની વૃદ્ધિ થાય, મૂલમાં "तु" અવ્યય લખ્યો છે તે બીજાં સાધનોથી ભક્તિનો બીજભાવ દૃઢ થતો હોય એવી શંકાની નિવૃત્તિ માટે છે, એટલે આ ગ્રન્થમાં કહેલાં સાધનો શિવાય બીજાં સાધનોથી ભક્તિનો બીજભાવ દૃઢ થતો નથી. પણ આ ગ્રન્થમાં કહેલાં સાધનો કરે, ત્યારે ત્યાગથી શ્રવણ કીર્તન કરે, ત્યારે તેનાથી બીજભાવ દૃઢ થાય. એટલે ભગવાન્‌ના વિરહનો અનુભવ કરવા સારૂ "સન્ન્યાસ નિર્ણય" ગ્રન્થમાં જે પ્રકાર કહેલો છે. તે પ્રકારે વાસના સહિત પરિગ્રહનો પરિત્યાગ કરીને ત્યાર પછી શ્રવણ સહિત જે કીર્તન કરવામાં આવે છે, તેનાથી ભક્તિની વૃદ્ધિ થાય. આંહી શ્રવણ પછી કીર્તન કહેલું છે, તેથી શ્રીભગવાન્‌ના સ્વરૂપ, ગુણ અને લીલાનું જે શ્રવણ કરેલું છે, તેની ભાવના કીર્તનથી પહેલાં અર્થના બલથી મળી શકે છે. એટલે

સ્વરૂપ, ગુણ તથા લીલાનું જે શ્રવણ કર્યું છે, તેની ભાવના કરતાં કરતાં કીર્તન કરવું, એજ અભિપ્રાયથી "સન્ન્યાસનિર્ણય" ગ્રન્થમાં શ્રી આચાર્યચરણોએ આજ્ઞા કરી છે કે—

**" भावो भावनयासिद्धः साधनं नान्यदिष्यते "**

(ભાવનાથી ભાવ સિદ્ધ થાય છે. બીજાં સાધનોથી ભાવ સિદ્ધ થતો નથી) એટલે સ્વરૂપ, ગુણ અને લીલાની અંતઃકરણમાં ભાવના કરવાથી પ્રભુમાં ભાવ સિદ્ધ થાય છે. અને ભાવ સિદ્ધ કરવા માટે બીજું સાધન નથી, તેમ "નિરોધલક્ષણ" નામના ગ્રન્થમાં પ્રથમથી શ્રીભગવાનમાં લાગેલા વ્રજવાસીઓનો ભાવ પ્રાપ્ત થવાની આકાંક્ષા નિરૂપણ કરી છે. તે પરથી એવું સિદ્ધ થાય છે કે ત્યાગ, શ્રીભગવાનના સ્વરૂપ, ગુણ તથા લીલાનું શ્રવણ, તેની ભાવના અને તેનું કીર્તન એ ચાર સાધનોથી ભક્તિ પ્રવૃદ્ધ થાય છે. એજ વાત "નિરોધલક્ષણ" ગ્રન્થમાં શ્રી આચાર્યચરણોએ "महतांकृपया यावत्" એ શ્લોકથી આરંભીને "तदभ्यासोऽपि सिध्यति" ત્યાં સુધીના શ્લોકો સુધી ફલના અનુભવપર્યન્ત નીચે પ્રમાણે વિસ્તારથી નિરૂપણ કર્યું છે.

महतां कृपया यावद्भगवान्दययिष्यति ।<br>
तावदानन्दसंदोहःकीर्त्यमानःसुखायहि ॥ ४ ॥

महतां कृपया यद्वत्कीर्तनं सुखदं सदा ।<br>
न तथा लौकिकानां तु स्निग्धभोजनरूक्षवत् ॥ ५ ॥

गुणगाने सुखावाप्तिर्गोविन्दस्य प्रजायते ।<br>
यथा तथा शुकादीनां नैवात्मनि कुतोऽन्यतः ॥ ६ ॥

क्लिश्यमानान्जनान् दृष्ट्वा कृपायुक्तो यदा भवेत् ।<br>
तदा सर्वं सदानन्द हृदिस्थं निर्गतं बहिः ॥ ७ ॥

सर्वानन्दमयस्याऽपि कृपानन्दःसुदुर्लभः ।<br>
हृद्गतःस्वगुणान्श्रुत्वा पूर्णःप्लावयतेजनान् ॥ ८ ॥

अहं निरुद्धो रोधेनानिरोधपदवींगतः ।
निरुद्धानां तु रोधाय निरोध वर्णयामिते ॥ ९ ॥

तस्मात्सर्वं परित्यज्य निरुद्धैःसर्वदा गुणाः ।
सदानन्द परैर्गेयाः सच्चिदानन्दता ततः ॥ १० ॥

हरिणा ये विनिर्मुक्तास्ते मग्ना भवसागरे ।
ये निरुद्धास्त एवात्र मोदमायान्त्यहर्निशम् ॥ ११ ॥

संसारावेशदुष्टानामिन्द्रियाणांहिताय वै ।
कृष्णस्य सर्ववस्तूनि भूम्नईशस्य योजयेत् ॥ १२ ॥

गुणेष्वाविष्टचित्तानां सर्वदा मुरवैरिणः ।
संसारविरहक्लेशौ न स्यातां हरिवत्सुखम् ॥ १३ ॥

तदाभवेत्दयालुत्वमन्यथा क्रूरता मता ।
बाधशंकाऽपि नास्त्यत्र तदध्यासोऽपि सिध्यति ॥ १४ ॥

અર્થ—મોટાઓની કૃપાથી જ્યાંસુધી ભગવાન્ દયા કરશે ત્યાંસુધી આનંદના સમૂહરૂપ ભગવાન્ (નું કીર્તન કરવામાં આવતું હોય ત્યારે કીર્તન કરવામાં જે આનંદ આવે છે તે) સુખરૂપ થાય છે. ભગવાન્‌ના ભકતોના દર્શનમાત્રથી જેમને મોટો ઉત્સવ લાગતો હોય, અને હંમેશાં ભગવાનના આવેશથી પોતે ઉત્સવ-રૂપ હોય, એવો અંતરંગ ભકત મોટો કહેવાય છે, કારણ કે એવા ભકતોનીકૃપાથી ભગવાન્ જ્યારે દયા કરે, ત્યારે પોતે પ્રકટ થઈને પોતાના સ્વરૂપનો આનંદ દે છે. ત્યારે જેઓને ઘણી ભકિત થઇ છે એવા ભગવદીયના સંગથી જેનું કીર્તન કરવામાં આવે છે એવા પ્રભુ સાક્ષાત્ એઓનાં અંતઃકરણમાં પ્રકટ થઈને તેઓની સઘળી ઈન્દ્રિયોની આસકિતને પોતાના સ્વરૂપમાં લગા-વીને તેઓને સુખ આપે છે, શ્રીભગવાન્ પોતાનું કીર્તન કરનારને આનંદ આપે છે તે ભગવાનના ગુણ ગાવા જોઈએ. [૪]

જેમ ઘી વિગેરે પદાર્થોથી બનેલ સ્નિગ્ધભોજન શરીરની સઘળી ઇન્દ્રિયોને પોષણ આપે છે. એવું પોષણ ઘી વગરના લુખા પદાર્થો આપી શકતા નથી. તે પ્રમાણે મોટાઓની કૃપાથી ભગવાન્નું કીર્તન જેવું સુખ આપે છે એવા સુખને સંસારમાં આસકત લોકોનું કીર્તન આપી શકતું નથી. [૫]

ભગવાનના ગુણ ગાવામાં નિરોધને પામેલા ભક્તોને જેવું સુખ થાય છે એવું સુખ શુકદેવજી વિગેરેને આત્માનન્દમાં પણ થયું નથી. તો પછી ભકિતથી રહિત લોકોને તો કયાંથીજ થાય? શુકદેવજીએ પોતે પણ શ્રીભાગવતમાં કહ્યું છે કે જો કે હું નિર્ગુણબ્રહ્મમાં નિષ્ઠાવાળો છું, તોપણ ભગવાન્ની લીલાથી મારૂં ચિત્ત ખેંચાયું છે, તેથી હું શ્રીભાગવતરૂપ મોટાં પુસ્તકને ભણ્યો છું, આ પરથી એમ સિદ્ધ થાય છે કે આત્મસુખ કરતાં પણ ભગવાનના ગુણ ગાવામાં આનંદ વધારે છે, અથવા તો શુકાદિકને ગોવિન્દના ગુણગાનમાં જેવી સુખની પ્રાપ્તિ થાય છે, તેવી આત્મામાં પણ સુખપ્રાપ્ત થતી નથી. તો બીજાથી તો સુખની પ્રાપ્તિ કયાંથીજ થાય? [૬]

જ્યારે પોતાનું શરણ લેનારાઓને ભગવાન્ અત્યંત કલેશયુકત દેખે, ત્યારે તેઓ કૃપાયુકત થઇને સદા આનંદરૂપ પ્રભુ હૃદયમાં બિરાજનારાં પોતાનાં સ્વરૂપને બહાર પ્રકટ કરે છે. એટલે સાક્ષાત્ સ્વરૂપનો સંબન્ધ હોવાને લીધે તેમના દર્શનની અભિલાષા ઉત્પન્ન થાય છે. એટલે ઘણી આર્તિ (વિરહ) થી ક્ષણે ક્ષણે જાગરણ, સ્વપ્ન અને સુષુપ્તિની અવસ્થાના ભેદથી કલેશનો અનુભવ કરનારા પોતાના ભક્તોને જોઇને જ્યારે પ્રભુ કૃપા કરે છે, ત્યારે ભક્તોની તે તે ઇન્દ્રિયોમાં સર્વાંશે આનંદનું પોષણ કરીને તથા તેઓને ભાવાત્મક બનાવીને સર્વાંશેપૂર્ણ અને સદા આનંદરૂપ પ્રભુનું સ્વરૂપ ભક્તોના હૃદયમાં જે બિરાજે છે, તે સ્વરૂપને બહાર પ્રકટ કરી ભક્તોને ભજનાનન્દનો અનુભવ કરાવે છે. [૭]

પ્રભુ સર્વાનન્દમય છે તોપણ તેમનો કૃપારૂપી આનંદ અત્યંત દુર્લભ છે. ભકતો પોતાના ગુણોનું ગાન કરતા હોય, ત્યારે હૃદયમાં બિરાજનાર પ્રભુ પોતાના ગુણનું શ્રવણ કરી પૂર્ણ થઇને પોતાના ભકતોને પોતાના આનન્દમાં નિમગ્ન કરે છે, એ આનંદ પ્રભુની કૃપાથીજ પ્રાપ્ત થાય છે, બીજાં કોઈ સાધનોથી પ્રાપ્ત થતો નથી. [૮]

શ્રી આચાર્યચરણ આજ્ઞા કરે છે કે શ્રીપ્રભુએ નિરોધમાર્ગમાં મારો અંગીકાર કર્યો છે, તેથી સર્વેંદ્રિયોનો પ્રભુમાં નિરોધ થયો છે, અર્થાત્ સર્વ ઇન્દ્રિયો પ્રભુમાં લાગી ગયેલ હોવાથી બહારના અનુસંધાન રહિત થઇ ગઈ છે, તેથી કોઈ ભાગ્યવાન્ ભકતને ઉદ્દેશ કરીને કહે છે કે મારા કહ્યા પ્રમાણે જેઓ સર્વ ઇન્દ્રિયથી પ્રભુમાં નિરોધ પામેલા છે, તેઓને પ્રભુમાં દૃઢ નિરોધ સિદ્ધ કરવા માટે નિરોધનું સ્વરૂપ વર્ણવુંછું. [૯]

માટે પ્રભુમાં નિરોધ પામેલા ભકતોએ વાસના સહિત અહન્તા મમતાના સર્વ પાત્રોનો ત્યાગ કરીને સદાનંદ એવા શ્રીકૃષ્ણને પરાયણ થઇ પ્રભુના ગુણોનું સર્વદા ગાન કરવું, અથવા તેવા નિરૂદ્ધ ભકતોએ શ્રીકૃષ્ણપરાયણ ભકતોનીસાથે સર્વદા પ્રભુના ગુણનું ગાન કરવું, તેમ કરવાથી સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ તે ભક્ત થાય છે. એટલે જ્ઞાનમાર્ગમાં જે બ્રહ્મરૂપ થવું પરમ ફલરૂપ છે, તે નિરોધપામેલા ભકતો ભગવાન્નું ગુણગાન કરે તેઓને આનુષંગિક ફલ થાય છે. [૧૦]

પ્રભુએ જેઓને છોડી દીધા છે, તેઓ સંસારસાગરમાં મગ્ન થયા છે, અને જેઓનો નિરોધ (પુષ્ટિ)માર્ગમાં અંગીકાર કર્યો છે. તેઓ રાત્રિદિવસ પ્રભુના આનંદને પ્રાપ્ત થાય છે. આંહી રાત્રિ દિવસ આનંદ પ્રાપ્ત થાય છે, એમ કહેવાથી એકક્ષણ પણ આનંદરહિત રહેતા નથી. [૧૧]

અહંતામમતાત્મક સંસારના આવેશે કરીને દુષ્ટ થયેલી

ઇન્દ્રિયોના હિતને માટે સર્વાત્મભાવથી સર્વત્ર સ્ફુરાયમાન થતા એવા પોતાના સ્વામી જે શ્રીકૃષ્ણ તેઓના સર્વ પદાર્થો છે, એમ સમજીને ઇન્દ્રિયોની મમતાના પાત્રરૂપ સર્વપદાર્થોને ભગવાન્માં લગાવી દે, એટલે સર્વ ઇન્દ્રિયો પણ ભગવાન્માં લાગી જાય, તેમ બીજા જ્ઞાનાદિકમાર્ગમાં ઇન્દ્રિયો તથા તેઓની મમતારૂપ પાત્રોનો ત્યાગ કરે, ત્યારે આત્મસુખનો અનુભવ થાય, તે ત્યાગ કરવો એ બહુ મુશ્કેલ પડે છે, અને આ માર્ગમાં તો ઇન્દ્રિયોનો ત્યાગ કરવો પડતો નથી. પણ ઇન્દ્રિયો જે સંસારના વિષયમાં લાગેલી છે, ત્યાંથી ખેંચીને પ્રભુમાં લગાવવી. એટલે સર્વઇન્દ્રિયોથી પ્રભુના આનંદનો અનુભવ થાય છે. તેમાં ફક્ત સંસારના વિષયોમાંથી ખેંચીને પ્રભુમાં લગાવવામાં જે મહેનત છે, તેટલીજ મહેનત છે, અને પછી તો તેજ ઇન્દ્રિયોથી અખંડ આનંદનો અનુભવ લેવાય છે. તેમ કેવલ આત્મા (ઇન્દ્રિયોવગર) આનદનો અનુભવ કરી શકતો નથી, તેથી ઇન્દ્રિયોવગર જ કેવલ આત્માથીજ આનંદનો અનુભવ કરવો એતો મનોરથ માત્રજ છે, આમાર્ગમાં તો અનુભવ કરાવનાર ઇન્દ્રિયોની દુષ્ટતા મટાડીને સંસારના વિષયોમાંથી છોડાવીને શ્રીપ્રભુમાં લગાડી દેવાથી સર્વ ઇન્દ્રિયોથી પ્રભુના આનંદનો અનુભવ લેઇ શકાય છે. માટે જ્ઞાનમાર્ગમાં આત્મસુખના અનુભવ કરવા કરતાં આ માર્ગમાં અલૌકિક ઇન્દ્રિયોથી પ્રભુના ભજનાનન્દનો અનુભવ કરવો એ અત્યન્ત વિશેષ છે. [૧૨]

નિરંતર મુરદૈત્યના વૈરી એવા જે શ્રીકૃષ્ણ તેમના ગુણોમા જેઓનું ચિત્ત પ્રવિષ્ટ થયું છે, તેઓને અહન્તા મમતાત્મક સંસાર કે ભગવાન્ના વિરહનો ક્લેશ થાય નહિ પણ ભગવાન્ની માફક તેને સુખ થાય છે. સંસારિક પદાર્થો છોડવાનું દુઃખ પણ તેમને થતું નથી. કારણ કે પ્રપંચની વિસ્મૃતિ થઇને ભગવાન્માં આસક્તિ થાય ત્યારે નિરોધ થયો કહેવાય છે. તેવી રીતના નિરોધને પ્રાપ્ત થયેલા ભક્તોને સંસારના વિષયો છોડવાનો ક્લેશ

થતો નથી. આ શ્લોકમાં હરિની પેઠે સુખ થાય છે, એમ કહ્યું છે, તથી એમ સૂચન કર્યું છે કે જેમ હરિ સર્વના દુઃખોનું હરણ કરનાર છે, તેવી રીતે તેમનામાં આસક્તિ પણ લૌકિક સંસારની નિવૃત્તિ કરી તેના દુઃખને મટાડનાર છે. [૧૩]

એવી રીતે ગુણગાન જ્યારે સિદ્ધ થાય, ત્યારે પ્રભુની દયાલુતા સમજવી, અને એમ ન થાય તો ક્રુરતા માનવામાં આવે છે, આંહી બાધ થવાની કાંઈ શંકા પણ કરવાની નથી. જેમ પ્રથમ સંસારના વિષયમાં દેહ તથા ઇન્દ્રિયોનો અધ્યાસ હતો, તે જ્યારે છૂટી ગયો ત્યારે તેવોજ અધ્યાસ પ્રભુમાં થાય છે, એવી રીતનો સ્વરૂપાત્મક નિરોધ જ્યારે સિદ્ધ થાય, ત્યારેજ પ્રભુનું દયાલુપણું કહેવાય, નહિ તો ક્રૂરતા કહેવાય, આ શ્લોકમાં ક્રૂરતા પદ મૂકી એવો અભિપ્રાય પણ સૂચન કર્યો છે કે પ્રભુએ જે જીવનો (આ જીવ મારો છે એવી રીતે ) પોતાનાપણાથી અંગીકાર કર્યો છે. તે જીવ પ્રભુનેજ પ્રિય લાગે એવા પોતાના ધર્મરૂપ કૃત્યમાં પ્રવૃત્ત થાય નહિ, ત્યાંસુધી પ્રભુ તે જીવ ઉપર ક્રોધથી જુવે છે, માટે જેમ પ્રભુએ પોતાપણાથી જીવનો અંગીકાર કર્યો છે, તેમ તે અંગીકૃત જીવે પણ આ પ્રભુ મારા સ્વામી છે એમ સમજીને તે આપણીપર જેમ પ્રસન્ન થાય તેવાં કૃત્યોમાંજ પ્રવૃત્ત રહેવું જોઇયે તો ઉપર પ્રમાણે "પ્રભુની દયા જીવ ઉપર સિદ્ધ થાય પણ પ્રભુએ પોતાપણાથી અંગીકાર કર્યાં છતાં પણ જીવ પોતાના ધર્મમાં પ્રવૃત્ત રહે નહિ, તોપછી તેની ઉપર પ્રભુનો ક્રોધ થવોજ જોઈએ," માટે એ પ્રમાણે પોતાના ધર્મથી જે જીવ વર્તતો હોય તેને કોઈ રીતે બાધની શંકા રહેતી નથી અને તેવી રીતે વર્તનારને જેમ પ્રથમ સંસારનો અધ્યાસ હતો, તેમ નિરોધ પામ્યા પછી શ્રીપુરૂષોત્તમનો અધ્યાસ થાય છે [૧૪]

ઉપર પ્રમાણે નિરોધલક્ષણ નામના ગ્રન્થમાં દર્શાવ્યા પ્રમાણે ભગવાનના સ્વરૂપ, ગુણ અને લીલાની ભાવના સહિત કીર્તન કરવાથી ભક્તિ પ્રવૃદ્ધ થાય છે. તેમાં ફલનો જે અનુભવ થાય

છે, ત્યાંસુધી નિરોધ લક્ષણમાં બતાવી આપ્યું છે, આંહી પ્રાચીન ટીકાકારો બીજભાવનો અર્થ એવો કરે છે કે પુષ્ટિમાર્ગીય આચાર્યોના અનુગ્રહપૂર્વક આત્મનિવેદન કર્યા પછી ભગવાન્ અંગીકાર કરે છે, તેનું નામ બીજભાવ કહેવાય છે.

અને બીજાઓ એમ કહે છે કે ભક્તિના અસાધારણ કારણરૂપ ભગવાનનો અનુગ્રહ હોય તે બીજભાવ કહેવાય છે, કેટલાક વલી ભગવાનમાં થએલા સ્નેહને પણ બીજભાવ કહે છે, તેમ મૂલશ્લોકમાં ત્યાગપદ લખ્યું છે તેનો અર્થ ભગવાનથી અતિરિક્તનો ત્યાગ કરવો, એમ કેટલાક કહે છે. બીજાઓ એમ કહે છે કે ભક્તિમાર્ગ શિવાયનાં બીજા સાધનોનો ત્યાગ કરવો, અને વલી કેટલાક તો એમ કહે છે કે ભક્તિમાર્ગના વિરોધી બીજાના ભજનાદિકનો ત્યાગ કરવો. એમ જેઓ જુદો જુદો અભિપ્રાય કહે છે તેઓના મતમાં ઘરમાં સ્થિતિ રાખીને ત્યાગ કરવાનું આવે છે અને મારા અભિપ્રાય પ્રમાણે ઘરમાં સ્થિતિ નહિ રાખીને ત્યાગ કરવો, એટલે ઘરને છોડીને ત્યાગ કરવો એટલો ભેદ છે એમ શ્રીપુરૂષોત્તમજીમહારાજ આજ્ઞા કરે છે, તે ઉપરથી એવું જણાય છે કે ગૃહમાં રહીને ઉપર પ્રમાણે ભાવ સિદ્ધ થતો હોય તો ઘરનો ત્યાગ કરવાની આવશ્યકતા નથી, અને તેમ જો ન થાય તો ઘરનો ત્યાગ કરવાની આવશ્યકતા છે. [૧]

શ્રીગોકુલનાથજીમહારાજ નીચલા શ્લોકની ઉત્થાનિકા કરતાં જણાવે છે કે, જોકે પહેલાં ભક્તિના બીજની દૃઢતાનો પ્રકાર કહેવામાં આવી ગયો છેજ, તોપણ કોઇ વખતે બીજા વ્યાસંગને લીધે વિઘ્નો આવવાનો સંભવ રહે છે. માટે બીજા વ્યાસંગનો અભાવ કરીને ભક્તિના બીજની દૃઢતા શીરીતે સિદ્ધ થાય. તે માટે ભગવાનના ભજનરૂપ બીજો પ્રકાર શ્રીઆચાર્યચરણ કહે છે કે—

શ્રીપુરૂષોત્તમજીમહારાજ નીચલા શ્લોકની ઉત્થાનિકામાં જણાવે છે કે હવે પછી કનિષ્ઠ અધિકારી માટે ભક્તિનો પ્રકાર

કહેવાની ઇચ્છાથી પહેલાં ભક્તિના બીજની દૃઢતાનો પ્રકાર કહે છે કેઃ—

મૂલશ્લોકઃ—बीजदार्ढ्यप्रकारस्तु गृहे स्थित्वा स्वधर्मतः।
अव्यावृत्तो भजेत्कृष्णं पूजया श्रवणादिभिः ॥२॥

अन्वयः—गृहे स्वधर्मतः स्थित्वा बीजदार्ढ्यप्रकारः तु निरूप्यते इतिशेषः अव्यावृत्तः पूजया श्रवणादिभिः कृष्णं भजेत्

અર્થ—ઘરમાંજ સ્વધર્મથી રહીને બીજની દૃઢતાનો પ્રકાર તો (નિરૂપણ કરાય છે) ધર્મથી નિવૃત્ત નહિં થઇને પૂજાવડે શ્રવણ કીર્તન વગેરેએ કરીને શ્રીકૃષ્ણને ભજે (સેવે).

વિવેચન—આ શ્લોક માંહેના "તુ" શબ્દથી એમ જણાવે છે કે ઘરમાં પણ સ્વધર્મથી પોતાનું વર્તન ચલાવીને ભક્તિના બીજની દૃઢતાનો જે પ્રકાર કહેવામાં આવ્યો છે, તે શિવાય ભક્તિના બીજની દૃઢતા મેળવવા માટે બીજો પ્રકાર નથી.

પોતાના માર્ગ પ્રમાણે ભગવદ્દભજન તો ઘરમાં રહેવા શિવાય સંભવતું નથી. માટે પહેલાં ઘરમાં રહીનેજ ધર્મમાં રહેવાનું કહે છે કે ભગવાનના ભજનને અનુકૂલ ઘરમાં રહીને શ્રીકૃષ્ણને ભજે, આંહી સ્વધર્મપદથી વર્ણાશ્રમના ધર્મો કહેવાનો અભિપ્રાય નથી, કારણ કે વર્ણાશ્રમ ધર્મ તો વર્ણાશ્રમને લઇને નિત્ય પ્રાપ્તજ છે, માટે કેવળ ભક્તિમાર્ગના ધર્મના વિચારમાં ફરીને વર્ણાશ્રમના ધર્મો કહેવાનું પ્રયોજન નથી. માટે વર્ણાશ્રમના ધર્મો કહેવાનો શ્રીઆચાર્યચરણનો અભિપ્રાય નથી. કિંતુ સ્વમાર્ગીય ભગવદ્ધર્મ કહેવાનો શ્રીઆચાર્યચરણનો અભિપ્રાય છે. કારણ કે વર્ણાશ્રમ ધર્મને સ્વધર્મપણું આવતું નથી. તે બતાવે છે કે ધર્મ બે પ્રકારનો છે, એકનું પર્યવસાન શરીરમાં છે અને બીજાનું પર્યવસાન આત્મામાં છે, તેમાં સંધ્યાવન્દનથી આરંભીને યજ્ઞપર્યન્ત વર્ણાશ્રમધર્મનું પર્યવસાન શરીરમાંજ છે. કેમકે ઇન્દ્રલોકાદિક

ભોગની પ્રાપ્તિ બ્રહ્માદિકથી થાય છે, અને તે ભોગની સમાપ્તિ થયા પછી " क्षीणेपुण्येमर्त्यलोकंविशन्ति " (પુણ્યનો ક્ષય થયા પછી મર્ત્ય લોકમાં આવે છે) એમ ભગવદ્‌ગીતાનું વાક્ય છે. તેથી વર્ણાશ્રમના ધર્મોનું શરીરને સુખ થવામાંજ તાત્પર્ય છે, આત્માને પરલોક પ્રાપ્ત કરનાર વર્ણાશ્રમ ધર્મ નથી. તેમ સ્વ-ધર્મમાં સ્વપદ છે, તે મુખ્ય આત્માનેજ કહેનાર છે, અને ગૌણ-પણાથી દેહને કહેનારો છે, માટે "સ્વધર્મ" પદથી આત્માને સુખ આપનાર તે ખરૂં સુખ કહેવાય છે, તેવો સ્વધર્મ તો ભગવદ્ ધર્મ જ છે. તે બાબત શ્રીમદ્‌ભાગવતના સપ્તમસ્કંધના નવમા અધ્યાયમાં પ્રહ્‌લાદજીનું વાક્ય છે કે—

यद्यज्जनो भगवते विदधीत मानं तच्चात्मने प्रतिमुखस्य यथा मुखश्रीः

(જેમ મુખની શોભા પ્રતિબિંબને મળે છે. તેમ ભગવાન્‌ને આપેલું માન આત્માને મળે છે) એમ કહ્યું છે, ત્યાં પણ ભગવદ્ ધર્મનું ફલ આત્માને પ્રાપ્ત થાય છે, એમ કહીને ભગવદ્‌ધર્મનું પર્યવસાન આત્મામાં તાત્પર્યવાળું કહ્યું છે. તેમ શ્રીભાગવતના દશમસ્કંધના તામસ પ્રકરણાંતર્ગત ફલ પ્રકરણમાં પણ રાસમંડ-લના આભૂષણરૂપ શ્રીગોપીજનોએ કહ્યું છે કે—

कुर्वन्ति हि त्वयिरतिं कुशलाः स्वआत्मन्नित्यप्रिये पतिसुता दिभिरार्तिदैःकिम्

અર્થ—ડાહ્યા માણસો નિત્ય પ્રિય આત્મારૂપ તમારે વિષે પ્રીતિ કરે છે, પીડાને આપનાર પતિ અને પુત્ર વિગેરેથી શું છે?

તેમ મૂલ શ્લોકમાં "स्वधर्मतः" એ પદમાં તસિલ પ્રત્યયાન્ત અવ્યય હોવાથી જે ધર્મનો વિકાર ન થાય, તેવા ધર્મનું સૂચન કર્યું છે. માટે જેમ અવ્યયમાં કોઈ પ્રકારનો વિકાર થતો નથી, તેમ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર ગમે તે વર્ણનો કે ગમે તે આશ્રમનો હોય તેમાં વિકાર નહિ પામતાં તેનો તે ધર્મ રહે એવો તો ભગવદ્‌ધર્મ જ છે, વર્ણાશ્રમના ધર્મો તો દરેક વર્ણમાં

તથા દરેક આશ્રમમાં જુદા જુદા હોવાથી વિકૃત છે, માટે 'સ્વધર્મ' પદથી ભગવદ્દ્ધર્મજ સમજવાનો છે.

શ્રીપુરૂષોત્તમજીમહારાજ પોતાનો અભિપ્રાય બતાવે છે કે ભકિતનું બીજ પહેલાં કહેવામાં આવ્યું છે, તેને મજબૂત કરવાનો પ્રકાર હવે કહેવામાં આવશે. ગૃહસ્થાશ્રમમાં રહીને પ્રથમથીજ સિદ્ધ વર્ણાશ્રમના ધર્મથી નહિ ખસતાં--

" आचार्य कुलाद् वेदमधीत्य गुरोः कर्मातिशेषेणाभि समावृत्त्य कुटुंबे शुचौदेशेस्वाध्यायमधीयानो धार्मिकान् विदध-दात्मनि सर्वेंद्रियाणि संप्रतिष्ठाप्याहिंसन् सर्वाणि भूतान्यन्यत्र तीर्थेभ्यः स खल्विदं वर्त्तयन् यावदायुषं ब्रह्मलोक मभिसंपद्यते न स पुनरावर्तते"

અર્થ—આચાર્યકુલની પાસે જઇ, બ્રહ્મચર્ય રાખી, સાંગ-વેદભણી ગુરૂની સેવારૂપ કર્મ કરતાં બચતા સમયમાં વેદના અં-ગસહિત રહસ્યને અર્થજ્ઞાનપૂર્વક સમજી વિદ્યા સમાપ્ત કરી વેદ અને શાસ્ત્ર પ્રમાણે વિવાહ કરી કુટંબમાં રહી પવિત્ર સ્થાનમાં જે ગુરૂ પાસે વેદ વિગેરેનો અભ્યાસ કર્યો છે, તેનું પરિશીલન કરી તથા ગૃહસ્થાશ્રમ વિહિત ધર્મો પાલી પુત્રો તથા શિષ્યોને ધર્મના આચરણમાં જોડી તથા સર્વ ઇન્દ્રિયોના વ્યાપારને પરમા-ત્મામાં જોડી પોતાના સર્વ કર્મો પરમાત્માને અર્પણ કરી ભિક્ષા વિગેરે ઉપાર્જન કરવાના કાર્ય શિવાય બીજાં કોઇ કાર્ય માટે કોઇને કાંઇ પણ જેમ પીડા ન થાય, તેવી રીતે પોતાનું આયુષ રહે, ત્યાં સુધી વર્તે અને પોતાના પુત્ર વિગેરે પરિજનને તેવો ઉપદેશ કરીને વર્તાવે, તો તે પુરૂષ પોતાના દેહાન્ત પછી ભગ-વાન્‌ના લોકને પ્રાપ્ત થાય છે. તે પુરૂષનું અહન્તા મમતાત્મક સંસારમાં ફરી આવર્તન થતું નથી, એમ છાંદોગ્ય શ્રુતિ કહે છે.

ઉપરની શ્રુતિમાં ગૃહસ્થાશ્રમમાં રહી સઘલી ઇંદ્રિયોના સ-ઘળા પ્રકારના વ્યાપારોને ભગવાન્‌માં જોડવાનું કહ્યું છે. તે જ્યારે

ગૃહસ્થાશ્રમમાં રહીને ભગવત્સેવા કરે, ત્યારેજ જોડાય, માટે ગૃહસ્થાશ્રમમાં રહીને વર્ણાશ્રમ ધર્મનું આચરણ કરવું, તે પણ ભક્તિના અંગપણાથીજ કરવું એવો વેદ અને શાસ્ત્રનો સિદ્ધાન્ત છે, એમ સિદ્ધ થાય છે. તેથીજ શ્રીકૃષ્ણ ભગવાને શ્રીભાગવત સ્કંધ ૧૧ અધ્યાય ૧૮ શ્લોક ૪૭ માં ઉદ્ધવજીને આજ્ઞા કરી છે કે,

**वर्णाश्रमवतां धर्म एष आचारलक्षणः॥**
**स एव मद्भक्तियुतोनिःश्रेयसकरः परः ॥४७॥**

અર્થ—વર્ણાશ્રમવાલાઓનો જે આચારલક્ષણરૂપ ધર્મ છે, તેજ ધર્મ જો મારી ભક્તિયુક્ત હોય તો ઉત્તમ કલ્યાણને કરનારો છે ( અર્થાત્ મોક્ષને આપનારો છે ).

ઉપરના શ્લોકમાં શ્રીકૃષ્ણ ભગવાને આચારલક્ષણરૂપ વર્ણાશ્રમવાલાના ધર્મને ભક્તિના અંગપણાથી કહેલ છે પરંતુ શ્રુતિ સ્મૃતિમાં કહ્યા પ્રમાણે વર્ણાશ્રમધર્મો આજના સમયમાં યથાર્થરીતે બની શકે એવા નથી. તેથી સ્મૃતિઓમાં વર્ણોના આપત્તિધર્મો કહેલા છે કે જેમકે બ્રાહ્મણને આપત્તિનો સમય જ્યારે પ્રાપ્ત થાય. ત્યારે ક્ષત્રિયો તથા વૈશ્યોની આજીવકાથી પોતાનો નિર્વાહ કરે, એમાં વૈશ્યની આજીવકા કરતાં પણ રસવિક્રયાદિક કરે નહિં, એવીજ રીતે ક્ષત્રિય તથા વૈશ્યને માટે પણ આપત્તિના ધર્મ પ્રમાણે વર્તવાનું સમજી લેવું, તેમજ આશ્રમના ધર્મોમાં પણ આપત્તિના કારણથી અગ્નિહોત્રાદિક નિત્ય યજ્ઞો કરવાનું બની શકે નહિ. તોપણ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યોને પોતપોતાના વેદ તથા શાખા પ્રમાણે સંધ્યાવંદન બ્રહ્મયજ્ઞાદિ પંચમહાયજ્ઞ, નિત્ય તર્પણ, બલિ, વૈશ્વદેવ, શ્રાદ્ધ અને દાનાદિક નિત્યકર્મો કરવાં તે વર્ણાશ્રમના ધર્મો ભક્તિના અંગપણાથી કરવા.

આંહીઆ એવી શંકા નહિં કરવી કે શ્રુતિ, સ્મૃતિ તથા શ્રીભાગવતમાં શ્રીકૃષ્ણભગવાને આજ્ઞા કરી છે, તે પ્રમાણે વર્ણાશ્રમના ધર્મો આજના સમયમાં બની શકે તેવા નથી. તેથી ભ-

ક્તિનું અંગ ન્યૂન થયું, ત્યારે અંગવગરની ભક્તિ કેમ ફલિત થશે ? ત્યાં એમ સમજવાનું છે કે શ્રીભાગવતના સપ્તમસ્કંધમાં નારદજીએ યુધિષ્ઠિર રાજાને "स्वधर्माचरणं शक्त्या" (પોતાની શક્તિ પ્રમાણે સ્વધર્મનું આચરણ કરવું) એ પ્રમાણે કહ્યું છે, તેજ પ્રમાણે શ્રીઆચાર્યચરણોએ "તત્ત્વદીપનિબંધ" નામના ગ્રન્થમાં સર્વનિર્ણય પ્રકરણના ભક્તિ પ્રકરણમાં સ્વીકારેલું છે, તેથી યથાશક્તિ સ્વધર્માચરણ કરવામાં પણ ભક્તિના અંગની ન્યૂનતા આવતી નથી, માટે દેશકાલના અનુસરે પોતાથી બની શકે તેટલા વર્ણાશ્રમના ધર્મનું આચરણ કરતો પૂજાદ્વારા શ્રવણાદિક નવ પ્રકારની ભકિતથી શ્રીકૃષ્ણનું ભજન (સેવન) કરે, તેનો પ્રકાર નીચે પ્રમાણે સમજવો.

શ્રીમદ્વલ્લભાચાર્યચરણોએ વેદ અને શાસ્ત્રોના પ્રમાણોથી ભાવનાયુકત પુષ્ટિભકિતમાર્ગીય પ્રેમરૂપસેવાનો જે પ્રકાર બાંધ્યો છે, તે પ્રમાણે સવારે મંગલાથી લઈ રાજભોગપર્યન્ત તથા સાંજે ઉત્થાપનથી શયન સુધી દીનતાપૂર્વક સદાનન્દ પૂર્ણપુરૂષોત્તમ શ્રીકૃષ્ણની પરમપ્રેમથી ઋતુ પ્રમાણે સેવા કરવી.

શ્રીકૃષ્ણની સેવા કરતાં નીચે લખ્યા પ્રમાણે પોતાના અંતઃકરણમાં ભાવના રાખવી.

શ્રીગુરૂદેવે વેદ અને શાસ્ત્રોની રીતિ પ્રમાણે પુરૂષોત્તમ પ્રતિષ્ઠા (સ્વરૂપમાં શ્રીપુરૂષોત્તમનો આવિર્ભાવ) કરી કૃપા કરી જે ભગવત્સ્વરૂપ પધરાવી આપ્યું છે, તે સાક્ષાત્ પરબ્રહ્મ પૂર્ણપુરૂષોત્તમ શ્રીકૃષ્ણજ છે, સ્વરૂપના જે શ્રીહસ્ત છે, તે સાક્ષાત્ શ્રીકૃષ્ણનાજ શ્રીહસ્ત છે, સ્વરૂપના જે ચરણાવિન્દ છે, તે સાક્ષાત્ શ્રીકૃષ્ણનાજ ચરણાવિન્દ છે. એમ સ્વરૂપના સર્વ અવયવોને સાક્ષાત્ શ્રીકૃષ્ણનાજ અવયવો સમજવા. અને તે મને સાનુભાવતા (સાક્ષાત્કારતા) બતાવતા નથી, તે મારા પ્રેમનીજ ન્યૂનતા છે, એમ પોતાના મનમાં વિચારી શ્રીપ્રભુનો સાક્ષાત્કાર થવાની મનમાં આર્તિ રાખી ખેદ કરવો.

શ્રીકૃષ્ણ સાક્ષાત્ પરબ્રહ્મ હોવાથી તેમના અંશરૂપ સર્વ જીવો તેમના સહજદાસ છે, અને શ્રીકૃષ્ણ સર્વના સહજસ્વામી છે, તેથી સહજદાસરૂપ સર્વ જીવોને શ્રીકૃષ્ણની સેવા કરવી એમ અવશ્ય કર્તવ્યત્વ સિદ્ધ થાય છે. તેથી મારે પણ દાસભાવથી તેમની સેવા અવશ્ય કર્તવ્ય છે. એમ સમજી સર્વદા સેવા કરવી.

અખિલબ્રહ્માંડના નાયક શ્રીકૃષ્ણભગવાન્ યોગીયો તથા જ્ઞાનીઓની મુકિતના સ્થાનરૂપ અક્ષરબ્રહ્મથી પણ પર છે, તેમની સાક્ષાત્ સેવા કરવી. અને તે સેવા સ્વતંત્ર પુરૂષાર્થરૂપ છે, એમ સમજી સેવા કરવી.

સેવા કરવામાં પોતાની સ્વાર્થદૃષ્ટિ અણુમાત્ર પણ રાખવી નહિં, પણ નિષ્કામ થઇને શ્રીહરિની સેવા કરવી.

ઉપર પ્રમાણે ભાવના રાખી ભગવત્સેવા કરવાથી સેવા કરનારને સેવા કરતાં કરતાં શ્રવણ વિગેરે નવ પ્રકારની ભકિત આવી જાય છે, જેમકે સેવાના સમયમાં કીર્તનીઆ તે તે સમયની સેવાના ભાવયુકત કીર્તન કરે છે. તથા કોઈ કોઇ સ્થલમાં આનંદરૂપ ભગવાનની લીલારૂપ શ્રીમદ્ભાગવતની કથા થાય છે. તેનું શ્રવણ કરવાથી સેવામાંજ શ્રવણભકિત આવી જાય છે. સેવા કરનાર સેવા કરતી વખતે સેવાની ભાવનાના શ્લોકો તે તે સમયના ભાવના અષ્ટછાપ ભગવદીયોના કીર્તનો તથા શ્રીયમુનાષ્ટકાદિ સ્તોત્ર પાઠો કરે છે, તે કરવામાંજ કીર્તનભકિત આવી જાય છે. સેવા કરતી વખતે ભગવાનના સ્વરૂપ, ગુણ અને લીલાનું સ્મરણ થાય છે, તેમાં સ્મરણભકિત આવી જાય છે. સેવાના કાર્યમાં પગે ચાલીને જવું, તથા ભગવત્સ્વરૂપના ચરણસ્પર્શ કરવામાં પાદસેવનરૂપ ભકિત આવી જાય છે. પંચામૃતસ્નાન, હિંડોલા, રથ અને દોલ વિગેરેનો અધિવાસન, સંકલ્પ, દેવો સ્થાપન, ધૂપ, દીપ અને શંખોદક વિગેરે નિત્ય અને વર્ષમાં તે તે સમયમાં થાય છે. તે કરવામાં અર્ચનરૂપ ભકિત

આવી જાય છે. પ્રથમ મંદિર ખોલતી વખતે અક્ષરધામરૂપ મંદિરને દંડવત્ કરી મંદિરની ભીતર જઇ તે તે સમયમાં શ્રીહરિને સાષ્ટાંગ દંડવત્ કરવામાં આવે છે, તો તેમાં વન્દનભક્તિ આવી જાય છે. મંદિરનું માર્જન, વસ્ત્રપ્રક્ષાલનાદિક તથા ભગવદ્રૂપભુક્ત શિષ્ટ અન્નવસ્ત્ર, પુષ્પનીમાલા, ચંદન વિગેરેથીજ પોતાનો નિર્વાહ અને અનન્યતાથી સેવા કરવામાં દાસ્યભક્તિ આવી જાય છે. કોઇપણ પ્રકારની પ્રેરણા વગર પોતાના પ્રિયનું હિત કરવું. તે સખ્યધર્મ કહેવાય છે. તેવી રીતે તે તે દેશ તે તે કાલ અને તે તે ઋતુને અનુકૂલ જેમકે શીતકાલમાં રૂઇ વિગેરેના વસ્ત્રો, અંગીઠી, રૂઇના પડદા તથા શીતકાલાનુકૂલ ભોગસામગ્રી અને ઉષ્ણકાલમાં મલમલના ઝીણાં વસ્ત્રો, ચંદન લેપન, સુગંધીવાળાના પડદા, ફુઆરા તથા ઉષ્ણ કાલાનુકૂલ ભોગસામગ્રી, નિત્ય પ્રાતઃકાલમાં મંગલાથી શયન સુધી ઉત્તમ પકવાન્ન, દૂધ, દંહી, માંખણ અને મિશ્રી વિગેરે અનેક પ્રકારની ભોગસામગ્રી શ્રીપ્રભુને અર્પણ કરવામાં આવે છે. અને તેમાં સખ્યરૂપ ભક્તિ આવી જાય છે. કારણ કે જે જે પોતાને પ્રિય તથા લોકમાં જે સારો પદાર્થ કહેવાતો હોય, તે પોતાના પ્રિય મિત્રને આપવામાં આવે છે એમ લોકમાં સિદ્ધ છે. તે પ્રમાણે જે લોકમાં અત્યન્ત ઈચ્છિત હોય અને જેજે પદાર્થ પોતાને અત્યન્ત પ્રિય હોય, તે તે પદાર્થો પોતાના પ્રાણપ્રિય ભગવાનને અર્પણ કરવા. જેમકે શ્રીભાગવત સ્કંધ ૧૧ અધ્યાય ૧૧ શ્લોક ૪૧ માં શ્રીકૃષ્ણભગવાને ઉદ્ધવજીને કહ્યું છે કે—

यद्यदिष्टतमं लोके यच्चातिप्रियमात्मनः ।
तत्तन्निवेदयन्मह्यं तदानन्त्याय कल्पते ॥ ४१ ॥

તેમજ "તત્ત્વદીપ નિબંધ"ના "સર્વનિર્ણય" પ્રકરણમાં શ્રીઆચાર્યજીએ કહ્યું છે કે—

यद्यदिष्टतमं लोके यच्चाति[illegible] मात्मनः
येनस्यान्निर्वृत्तिश्चित्ते तत कृष्णं साधयेद्ध्रुवम् ॥

ઉપર પ્રમાણે ઉત્તમોત્તમ પોતાને જે પ્રિય પદાર્થ હોય, તે શ્રીહરિને અર્પણ કરવામાં આવે છે, તેમાં સખ્ય આવી જાય છે. દેહ, પ્રાણ, ઇન્દ્રિયો અને અંતઃકરણ તેમ સ્ત્રી, પુત્ર, ગૃહ, આપ્ત અને વિત્ત એ સર્વે પુષ્ટિભક્તિમાર્ગીય ભગવત્સેવામાં ઉપયોગી કરાય છે, તેમાં નિવેદનભક્તિ આવી જાય છે.

એ પ્રમાણે ભગવત્સેવા કરવામાં શ્રવણાદિ નવ પ્રકારની ભક્ત આવી જાય છે. તેથી શ્રીઆચાર્યચરણોએ "पूजया श्रवणादिभिः कृष्णंभजेत्" એમ આજ્ઞા કરી છે.

આંહી "पूजया श्रवणादिभिः" એ શ્લોકમાં પૂજા શબ્દથી મળી શકતા ઉપચારોથી જે સેવન કરવામાં આવે છે, તે કહેવાય છે. અને અર્ચનથી સ્વરૂપને સ્નાન કરાવવું તથા અલંકાર ધરાવવા એ પ્રકારનું જે સેવન કરવામાં આવે છે તે કહેવાય છે. કારણ કે મળીશકતા ઉપચારોથી જે સેવન કરવામાં આવે છે એવા અર્થમાંજ પૂજન શબ્દનો પ્રયોગ જોવામાં આવે છે, અને શ્રવણ તથા કીર્તન વિગેરે તો નવ પ્રકારનાં પ્રસિદ્ધ છે, માટે તેથી સેવા કરવી. પ્રથમ ભગવાનના અનુગ્રહથી ઉત્પન્ન થયેલ અને નહિ ઉત્પન્ન થયેલ ભક્તિને આ સાધનમર્યાદાથી વધારવી જો કે શ્રવણાદિક નવમાં પૂજા શબ્દથી અભિન્નાર્થ પર્યાયરૂપ અર્ચન આવી જાય છે. તોપણ અર્ચન અને પૂજનમાં કેટલુંક ઉપર કહેવામાં આવેલું વૈષમ્ય છે એ બતાવવાની આવશ્યકતા હોવાથી અને અર્ચન તથા પૂજન એ બન્ને જુદી જુદી રીતે અમુક ધોરણે અમુક જાતના વિશેષ ફલને આપનારાં છે એમ બતાવવા માટે શ્રવણાદિકમાં અર્ચન શબ્દથીજ પૂજન શબ્દ આવી જાય છે. તોપણ જુદાં લખવામાં આવ્યાં છે.

હવે આ સ્થળે "आचार्य कुलाद् वेदमधीत्य" એ શ્રુતિ અને "यथादिष्टतमं लोके" એ શ્રીભગવાન્‌ના વાકયથી સમજાવવામાં આવતા પ્રકારવાળા આશ્રમધર્મનો હમણાં અભાવ હોવાથી ભજન કરવાનું અમુક અંગ ખામી ભરેલું છે એમ શંકા નહિ

નહિ કરવી. કારણ કે સપ્તમસ્કંધમાં ‘ स्वधर्माचरणंशक्त्या ’(શક્તિપ્રમાણે વર્ણાશ્રમના ધર્મો પાળવા.) એ નારદજીના વાક્યથી તેમજ નિબંધમાં આચાર્યચરણોએ પણ “स्वधर्माचरणं शक्त्या [શક્તિ પ્રમાણે પોતાના વર્ણાશ્રમના ધર્મો પાળવા] એમ સ્વીકાર કર્યો છે. તેથી વર્ણાશ્રમના ધર્મો શકિત પ્રમાણે પાળતાં છતાં પણ વર્ણાશ્રમના ધર્મનો હમણાં અભાવ હોવાથી ભજન કરવાનું અમુક અંગ ખામી ભરેલું છે “ એવી રીતનો જે દોષ પ્રથમ મૂકવામાં આવ્યો છે, તો તે દોષનો પરિહાર પણ પ્રતિબંધ વગરનો છે.

શ્રીગોકુલનાથજીમહારાજ પોતાનો અભિપ્રાય જણાવે છે કે જે ભગવદ્દ્ધર્મ સ્વધર્મથી સમજવાનો છે. તે સ્વધર્મ કયો એવી આકાંક્ષા થાય તો તેને માટે કહ્યું છે કે—

“अव्यावृत्तोभजेत् कृष्णम्” अव्यावृत्त: ભગવદ્ ભજનને અનુકુળ થવામાં આડાં આવતાં આવરણો રહિત થઈને શ્રીકૃષ્ણ ભગવાન્‌ને ભજે. આંહીઆં શ્રીકૃષ્ણભગવાન્‌ને ભજે “ એમ જે કહ્યું છે, તેમાં શ્રીકૃષ્ણ શબ્દ ફલવાચક છે. માટે આ ભજન મારૂં ફલરૂપ છે, એમ જાણીને ભજન કરવું નહિ કે સાધન બુદ્ધિથી! જો કે અગાડી “लभतेसुदृढांभक्तिम्” [ સુદૃઢ ભકિતને પામે છે ] એ શ્લોકથી અલૌકિકદેહની સંપત્તિ મળ્યા પછી સાક્ષાત્ શ્રીપુરૂષોત્તમના ભજનનેજ ફલરૂપપણું ઠરાવવામાં આવ્યું છે. એટલે આધુનિક ભજનનો તો સાધનપણામાં સમાવેશ થાય છે. કારણ કે પુષ્ટિમાર્ગમાં શ્રીપુરૂષોત્તમજ સેવ્ય છે, એટલુંજ નહિ પણ આધુનિક ભજનમાં અલૌકિક દેહની સંપત્તિ નથી તો પણ આધુનિક ભજનનું તાત્પર્ય પણ શ્રીપુરૂષોત્તમમાંજ જાય છે એટલે આધુનિક ભજન પણ ફળરૂપ છે, તેમ જણાવવા માટે કહ્યું છે કે આ મારૂં ભજન ફલરૂપ છે એમ જાણીને ભજન કરવું. આ સ્થળે એવી શંકા થાય છે કે -એકલાં ભજનનેજ સાધન તથા ફલરૂપ માનવું એ શીરીતે સંભવે ? એ શંકા બરાબર

છે, પણ આ પુષ્ટિમાર્ગીય ફૂલ બીજા સાધનોથી મેળવી શકાય એમ નથી. એટલે શ્રીપુરૂષોત્તમનું ભજનજ સાક્ષાત્ પુષ્ટિમાર્ગીય ફૂલને આપનારૂં છે. જેમકે મહારાજાઓ સોનું અને રત્ન વિગેરેનેજ ધારણ કરે છે. તેઓની વપરાશમાં આવતાં પાત્રો પણ સોના અને રત્નોનાજ હોય છે. અને તેઓના ખજાનામાં સંગ્રહ કરવા લાયક સુવર્ણ અને રત્નાદિકજ હોય છે, કારણ કે મહારાજા સઘળાં કરતાં અધીક છે, અને સોનુ પણ સઘળી બીજી ધાતુ કરતાં કિમતી છે. તેમ પુષ્ટિમાર્ગીયફૂલ બીજા ફૂળ કરતાં બહુજ કિમતી છે. હવે એવું ઉંચું ફૂળ મેળવવા માટે સર્વથા ઊંચા સાધનની જરૂર છે. એટલે હવે સર્વથી કિમતી સાધન શું છે, એનો વિચાર કરવામાં આવે તો ભજન શિવાયના બીજા સાધનો સર્વથી ઉત્કૃષ્ટપણું ધરાવતાં નથી, એટલે સર્વથીજ ઉત્કૃષ્ટ સાધનરૂપ પણ ભજન છે, અને સર્વથી ઉત્કૃષ્ટ ફૂલરૂપ પણ ભજનજ છે, એમ માનવાથી એકજ ભજનને સાધનરૂપ તથા ફૂલરૂપ કેમ માની શકાય ? એ શંકાને ઉભી થવાનો વખત રહેતો નથી.

હવે આગળ ચાલતાં ભજનનો પ્રકાર કહે છે કે "पूजया श्रवणादिभिः" આંહીઆં પૂજા શબ્દથી તંત્રમાં કહેલ પ્રકારવાળી પૂજા વિવક્ષિત નથી. કારણ કે પહેલાં કૃષ્ણપદથી સદા આનંદ ફૂલરૂપ શ્રીપુરૂષોત્તમ લેવા, એમ કહેવામાં આવ્યું છે. અને તંત્રમાં કહેલ પૂજાનું તાત્પર્ય શ્રીપુરૂષોત્તમની વિભૂતિમાં જાય છે, પણ સાક્ષાત્ શ્રીપુરૂષોત્તમના ભજનના પ્રકારમાં પૂજાની પણ ગણના કરવામાં આવી છે. અને તે પૂજા શુદ્ધપુષ્ટિમાર્ગનીજ છે, એમ સમજવું, એ કારણ માટેજ શુદ્ધપુષ્ટિમાર્ગને જાણનારાઓએ શ્રીભાગવતના દશમસ્કંધના પ્રમેય પ્રકરણના સાતમા અધ્યાયમાં ભગવાન્‌ના ગુણ ગાવામાં હરિણીઓનો પ્રેમ બતાવીને પછી તેણીઓના પ્રેમપૂર્વક જોઇ રહેવાનોજ પૂજાપણામાં સ્વીકાર કર્યો છે, માટે "पूजांदधुर्विरचितांप्रणयावलोकैः" (હરિણીઓ સ્નેહપૂર્વક જોઇને પોતે પૂજા કરે છે, એમ જણાવવા લાગી) એમ કહ્યું છે.

આ પ્રકારની ભાવની જાતના ભાવપૂર્વક શ્રીકૃષ્ણનું દર્શન અને સેવા કરવી. એજ પૂજાથી ભજન કર્યું કહેવાય છે. આ ભાવ જણાવવા માટે આંહી આ પુષ્ટિમાર્ગીય ભજનના સાધનરૂપ પૂજા છે એમ જણાવવા માટે "पूजया" એમ કહ્યું છે. આ પુષ્ટિમાર્ગમાં જે ભજન છે તેજ સેવા કહેવાય છે. આ પૂજા શબ્દ માટે કેટલાક ટીકાકારો એમ વ્યાખ્યાન કરે છે કે જે સેવા સ્નેહરહિત થાય તે પૂજા કહેવાય છે, એ વ્યાખ્યાન વિચાર પાસે ટકી શકે એમ નથી. કારણ કે પૂજામાર્ગ અને ભક્તિમાર્ગનો માંહોમાંહેનો ભેદજ સ્નેહરહિત સેવાને પૂજામાર્ગ તરીકે સ્વીકારે છે. આચાર્યચરણોએ તો પોતે પ્રકટ કરેલ શુદ્ધપુષ્ટિમાર્ગમાં અંગીકાર કરેલા સ્વકીય જીવોમાં પોતે પ્રકટ કરેલ શુદ્ધપુષ્ટિમાર્ગની ભક્તિની વૃદ્ધિ માટે ભાક્તવર્ધિનીરૂપ શાસ્ત્ર બનાવ્યું છે. અને તે શાસ્ત્રમાં શુદ્ધ પુષ્ટિમાર્ગમાં અંગીકાર કરેલાજ જીવો અધિકારી છે, તે શિવાય બીજા અધિકારી નથી, એટલે એવા અનધિકારી લોકો પણ શ્રી આચાર્યજીની કૃપાથી શુદ્ધપુષ્ટિમાર્ગીય થઈ શકે છે, તો અનધિકારી લોકો પણ પુષ્ટિમાર્ગમાં દાખલ થઇને જે સેવા કરે છે, તે સેવા ભલે સ્નેહસહિત હોય અથવા તો સ્નેહરહિત હોય તોપણ તેનું તાત્પર્ય શ્રીપુરૂષોત્તમમાં જતું હોવાથી ભાક્તમાર્ગીયજ ગણાય છે. પણ તે સેવા પૂજામાર્ગીય ગણાય નહિ, વલી પણ વસ્ત્રો અને અલંકારો વિગેરે ધરાવવારૂપ પ્રકારો કે જે પૂજામાર્ગમાં પણ દેખાય છે, તે પ્રકારો જો કે પુષ્ટિમાર્ગની સેવાના ધોરણનેજ અનુસરનારા છે, તો પણ ભક્તિમાર્ગના ધોરણ શિવાયના પૂજામાર્ગના ધોરણોનું તાત્પર્ય શ્રીપુરૂષોત્તમની વિભૂતીમાંજ જાય છે, એટલે ભક્તિમાર્ગના ધોરણો શિવાયના પૂજામાર્ગના ધોરણો પણ ભક્તિમાર્ગના ધોરણની નકલ કરી સાદૃશ્ય ધરાવતાં હોય તો માત્ર તેટલાથી તેઓ ભક્તિમાર્ગના ધોરણમાં આવી શકતાં નથી. કારણ કે ભક્તિમાર્ગ અને પૂજામાર્ગનો ભેદજ પોતપોતાના ધોરણોની ભિન્નતા સ્વીકારે છે. વલી પણ જે જે માર્ગનો હોય તે

તે માર્ગમાં રહીને પોતે ભગવદ્ધર્માદિક કરે તો તે તન્માર્ગીયજ ગણાય છે. જેમકે "प्रमादात् कुर्वतांकर्म" (પ્રમાદથી કર્મ કરતા લોકોને યજ્ઞ, તપ અને જપ વિગેરેમાંજ ખામી આવે છે, તે વિષ્ણુસ્મરણથી પુરી પડે છે.) એ સ્થલે કર્મની સાંગતા જાળવવા માટે કરવામાં આવતું વિષ્ણુસ્મરણ કર્મમાર્ગનુંજ ગણાય છે, અને બીજું પણ "यस्यस्मृत्वा च नामोक्त्या" (યજ્ઞ વિગેરેમાં જે ભૂલચૂક થાય તે જે વિષ્ણુના સ્મરણથી અથવા તો તેમના નામોચ્ચારણથી બંધ પડે છે) એ વિગેરે શ્લોકોથી વિષ્ણુસ્મરણ વિગેરે પણ કર્મમાર્ગીયજ છે, પણ નવ પ્રકારની ભક્તિમાં કહેવાએલ સાદૃશ્ય માત્રથી ભક્તિમાર્ગના ગણાય નહિ. તેમ પોતપોતાના માર્ગોમાં રહીને કરવામાં આવતું ભગવદ્ધર્માદિક તે તે માર્ગનુંજ ગણાય છે. આંહીઆં कश्चित् આંહીથી શરૂ કરીને "तन्नाविचारक्षमम्" એ આવે છે, ત્યાં સુધી જે કહેવામાં આવ્યું છે, તે સઘળું સાબીત કરવામાં આવ્યું, હવે આથી વધારે વિચાર શો કરવો ? એ પ્રમાણે સેવામાં ઉપયોગી પૂજા કહીને તેમાં ઉપયોગી શ્રવણ વિગેરે પણ કહે છે કે "श्रवणादिभिः" (શ્રવણાદિકથી) સેવા કરવા પછી બચતા વખતમાં બીજો વ્યાસંગ બંધ કરવા માટે શ્રવણ કરવાનું કહ્યું છે, "श्रवणादिभिः" એ માંહેના આદિ શબ્દથી કીર્તન, સ્મરણ અને ચિંતન પણ સમજવાં, એ પ્રમાણે આવરણરહિત ભજનનો પ્રકાર કહીને કોઇ વખતે ભગવાનની સેવા કરવા જતાં આવરણો ઉભાં થાય તોપણ સઘળાં દુઃખને હરનાર ભગવાન્‌માં ચિત્ત લગાવીનેજ આવરણોને દૂર કરવાં એમ હવે કહે છે.

શ્રી પુરૂષોત્તમજી મહારાજ નીચલા શ્લોકની ઉત્થાનિકા આ પ્રમાણે બાંધે છે કે એ પ્રમાણે "अव्यावृत्तो भजेत् कृष्णम्" એ શ્લોકથી સેવાનો એક પ્રકાર કહેવામાં આવ્યો છે—અને હવે પછી પોતે સ્ત્રીરહિત હોવાને લીધે અથવા તો બીજાં કારણોથી (એ ટલે સેવા કરવાની મદદ લેવામાં ઉપયોગી સ્ત્રી વિગેરે સાહિત્યોના

અભાવને લીધે) ઉપર બતાવવામાં આવેલ સેવા કરવામાં અશક્ત નીવડે તો ત્યાં સેવા કરવાનો બીજો પ્રકાર કહે છે કે—

मूलम् व्यावृत्तोऽपि हरौ चित्तं श्रवणादौ यतेत्सदा।
ततःप्रेम तथासक्तिर्व्यसनं च यदा भवेत् ॥३॥
बीजं तदुच्यते शास्त्रे दृढं यन्नापि नश्यति ॥

अन्वयः-व्यावृत्तः अपि हरौ चित्तम् (स्थापयित्वा) सदा श्रवणादौ यतेत् ततः यदा प्रेम तथा आसक्तिः च व्यसनम् भवेत् तत् शास्त्रे बीजम् उच्यते दृढम् यत् (केन) अपि न नश्यति।

અર્થ—આવરણવાળો હોય તોપણ શ્રીહરિમાં ચિત્ત લગાવીને હમેશાં શ્રવણ વિગેરેમાં યત્ન કરે, તે પછી જ્યારે શ્રીપ્રભુમાં પ્રેમ થાય, તેમ આસક્તિ થાય અને વ્યસન થાય, તે ભક્તિશાસ્ત્રમાં બીજ કહેવાય છે કે મજબૂત એવું બીજ કોઈ પ્રકારે પણ જતું નથી.

વિવેચન—શ્રીગોકુલનાથજી મહારાજ પોતાનો અભિપ્રાય જણાવે છે કે આવરણનો ભંગ કર્યા પછી બચતા સમયમાં આગળની માફક શ્રવણ વિગેરે માટે યત્ન કરવો. એ પ્રમાણે ભક્તિમાર્ગની ભક્તિની વૃદ્ધિનાં સાધનો કહીને હવે ભક્તિની વૃદ્ધિનો પ્રકાર કહે છે કે "ततः प्रेमेति" (તે પછી પ્રેમ) પહેલાં પ્રેમ એટલે સ્નેહનો અંકુર ઉત્પન્ન થાય છે અને તે પછી પ્રેમની પ્રૌઢ અવસ્થા આવ્યા પછી શ્રીપ્રભુમાં આસક્તિ થાય છે. અને ચિત્ત ભગવત્સ્વરૂપમાં લાગીને જ્યારે તેમાંજ પરાયણ થાય છે અને તે ચિત્ત પ્રૌઢ અવસ્થામાં આવ્યા પછી વ્યસન થાય છે, વ્યસનનો અર્થ ભગવાન્ શિવાય ક્યાંય રહી શકાય નહિ, એમ સમજવો, જેમકે શ્રીભાગવતના દશમસ્કંધમાં કહ્યું છે કે—

" गोपीनां परमानन्द आसीद्गोविन्द दर्शने ॥
क्षणं युगशतायेव यासां येन विनाऽभवत् ॥ "

(શ્રી ગોપીજનોને ભગવાનના દર્શનમાં અતિ આનંદ થવા લાગ્યો કે જેઓને શ્રીભગવાન્ વગર એક ક્ષણમાત્ર પણ સેંકડો યુગ જેવો જણાવા લાગ્યો ) એ પ્રમાણે જ્યારે વ્યસન થાય છે ત્યારે બીજભાવ દૃઢ થાય છે. એ પ્રમાણે વ્યસન સુધી બીજની દૃઢતાંનો પ્રકાર કહીને હવે આગળ ચાલતાં બીજનું દૃઢપણું નિ-રૂપણ કરે છે. "बीजम् तत्" ( તે બીજ કહેવાય છે ) પહેલાં કહેવામાં આવેલું તે બીજ વ્યસન થયા પછી દૃઢ થાય છે. એમ શાસ્ત્રમાં ( ભક્તિશાસ્ત્રમાં ) કહેવાય છે. મતલબ કે નિરૂપણ કરાય છે. હવે બીજની દૃઢતાનું લક્ષણ કહે છે કે "यन्नाऽपि नश्यति" જે દૃઢ બીજ કોઇ પણ નાશ કરનારાં લૌકિક દુઃસંગ વિગેરે અને નાશ કરનારાં અલૌકિક કાલ વિગેરેથી પણ નાશ પામતું નથી.

શ્રી પુરૂષોત્તમજી મહારાજ પોતાનો અભિપ્રાય જણાવે છે કે સ્ત્રીનો નાશ થયે ગૃહસ્થાશ્રમનો ભંગ થવાથી આવરણવાળો હોઇને તેના સાહિત્યની ખામીને લીધે સેવા કરવાથી અટકે અને પોતાની અશક્તિથી વર્ણાશ્રમના ધર્મને પાળી ન શકે, તોપણ પાપને નાશ કરનારા પ્રભુમાં ચિત્ત લગાવીને શ્રવણાદિ માટે યત્ન કરવો.

આ શ્લોકમાં સદા એમ કહ્યું છે, તેનો અર્થ નિરંતર અ-થવા તો વારંવાર સમજવો.

એટલે હવે મધ્યમ અને કનિષ્ઠ અધિકારીમાં જે સેવકને સાધનની સંપત્તિ છે. તેને તો ભગવાનની સેવા અને શ્રવણા-દિક એઓ ભક્તિના બીજ વધારવાનું સાધન છે, અને જે સેવકને સેવાના સાધનની સંપત્તિ નથી. તેને તો ભગવાનના ચિંતનપૂર્વક શ્રવણાદિક કરવું, એજ ભક્તિનાં બીજ વધારવાનું સાધન છે. આવું તાત્પર્ય મનમાં રાખીને "નિરોધ લક્ષણ" નામના ગ્રન્થમાં "संसारावेश दुष्टानामिन्द्रियाणां हितायवै" આંહીથી માંડીને "भाति" આવે છે, ત્યાંસુધીના શ્લોકમાં વિસ્તા-રથી જણાવવામાં આવ્યું છે.

"संसारावेशदुष्टानामिन्द्रियाणांहिताय वै ।
कृष्णस्य सर्ववस्तूनि भूम्नईशस्य योजयेत् ॥ १२ ॥
गुणेष्वाविष्टचित्तानां सर्वदा मुरवैरिणः ।
संसारविरहक्लेशौ न स्यातां हरिवत्सुखम् ॥ १३ ॥
तदाभवेत्दयालुत्वमन्यथा क्रूरता मता ।
वाधशङ्काऽपि नास्त्यत्र तदध्यासोऽपि सिध्यति ॥१४॥
भगवद्धर्मसामर्थ्यात् विरागो विषये स्थिरः ।
गुणैर्हरेःसुखस्पर्शान्न दुःखं भाति कार्हिचित् ॥ १५ ॥

અર્થ—સંસારના આવેશથી દુષ્ટ થયેલાં ઇન્દ્રિયોના હિતને માટે સઘળું ઇન્દ્રિય સહિત આ લોક તથા પરલોકની વસ્તુનો સુખરૂપ અને સઘળાનાં નિયન્તા શ્રીકૃષ્ણભગવાન્ સાથે સંબંધ કરાવીને તેને શ્રીભગવાનમાં લગાવવાં (૧૨) હમેશાં ભગવાન્‌ના ગુણ ગાવામાં ચિત્ત લગાવનારાઓને સંસાર અને વિરહનો કલેશ થતો નથી અને ભગવાન્‌ની માફક સુખ થાય છે, એટલી બહુજ આસક્તિથી જો ભગવાનના ગુણોનું ગાન કરે તો તેમાં ચિત્ત લાગી જાય છે. (૧૩) જ્યારે ગુણગાન સિદ્ધ થાય ત્યારે પ્રભુની દયા થાય, એમ જો ન હોય તો તેમની ક્રૂરતા કહેવાય એમાં કાંઇ બાધની શંકા નથી. એ પ્રમાણે અત્યંત વિરહથી ઉત્પન્ન થએલા તાપરૂપ આસક્તિથી સઘળી ઇન્દ્રિયોના પ્રપંચના અધ્યાસથી રહિત થાય છે (૧૪)

ભગવાનના ધર્મના બલથી વિષયોમાં દૃઢ વૈરાગ્ય થાય છે. અને જો પ્રભુના ગુણગાનરૂપ સાધનનો સુખથી સ્પર્શ થાય તે દુઃખનું ભાન રહેતું નથી (૧૫)

આંહી શ્રીગોકુલનાથજીમહારાજ હવે પછીના શ્લોકની ઉત્થાનિકામાં જણાવે છે કે લૌકિકમાં પ્રીતિ વિગેરેનો જેવી રીતે નાશ થાય છે. તેનો પ્રકાર કહે છે ભગવાનમાં સ્નેહાદિકની ઉ-

ત્પત્તિ થવામાં ત્રણ આડાં આવે છે. એક તો ભગવાન શિવાયના પદાર્થોમાં સ્નેહ, ગૃહમાં આસક્તિ અને ભગવાન શિવાય પણ કાલ કહાડી શકે એ ત્રણનો ક્રમે કરીને નાશ થાય છે. તેવો ઉપાય શ્રીઆચાર્યજી બતાવે છે.

मूलश्लोकः-स्नेहाद्रागविनाशः स्यादासक्तया स्याद् गृहारुचिः ॥४॥
गृहस्थानां बाधकत्वमनात्मत्वं च भासते ॥
यदा स्याद् व्यसनं कृष्णे कृतार्थः स्यात्तदैव हि ॥५॥

अन्वयः—स्नेहात् रागविनाशः स्यात् आसक्तया गृहारुचिःस्यात् ( तदा ) गृहस्थानाम् बाधकत्वम् च अनात्मत्वम् भासते यदा कृष्णे व्यसनम् स्यात् तदा एव कृतार्थः स्यात्

અર્થ—સ્નેહથી ઘરમાં પ્રીતિનો નાશ થાય (અને) આસક્તિથી ઘરમાં અરૂચી થાય, ત્યારે ઘરમાં રહેલાઓ પોતાના જેવા પ્રભુમાં ભાવવાળા ન હોય તો તેઓ મારા ભાવના બાધક છે, અને આ ભગવત્સબંધી નથી. એમ ભાસે છે. અને વળી જ્યારે ભગવાનમાં વ્યસન (બંધાણ) થાય ત્યારેજ કૃતાર્થ થઇ જાય છે.

વિવેચન—શ્રીગોકુલનાથજીમહારાજ આ સ્થલે જણાવે છે કે પહેલાં તો ગમેતેવી રીતે સ્નેહનાં અંકુર થોડા ઉત્પન્ન થયાં હોય, તોપણ ભગવાન શિવાય બીજામાં રાગ થતો નથી. અને તે પછી જ્યારે આસક્તિ થાય છે, એટલે પ્રૌઢ ભાવ થાય છે. ત્યારે ઘરની આસક્તિનો નાશ થાય છે. અને ભગવાનની આસક્તિથી ઘરની આસક્તિ ચાલી જાય છે. ભગવાનમાં આસક્તિ થયા પછી ઘરમાં અરૂચીનાં બે કારણો છે એમ કહે છે. गृहस्थानामिति ઘરમાં રહેનારા સ્ત્રી અને પુત્ર વિગેરે ગૃહસ્થ કહેવાય છે, તેઓને પોતાની જાતનો ભાવ નહિ હોવાથી તેઓની સાથેનો સંબંધ પોતાના ભાવનો નાશ કરનાર છે, એમ સ્ફુરણ થવાથી તેઓમાં અરૂચિ થાય છે. માટે કહ્યું છે કે-" बाधकत्वम् भासते

શંકા—"જો કે સ્ત્રી અને પુત્ર વિગેરે પોતાના ભાવના બાધક છે, એમ કહેવામાં આવ્યું છે તોપણ "नवा अरे पुत्राणः कामाय पुत्राः प्रिया भवन्ति किंत्वात्मनः कामाय पुत्राःप्रिया भवन्ति (અરે પુત્રોપર જે પ્યાર છે, તે પ્યાર પુત્ર નિમિત્ત નથી. પણ પુત્રોમાં ભગવાન્ હોવાને લીધે પુત્રો પ્યારા લાગે છે.) એ વિગેરે શ્રુતિથી પુત્રાદિકમાં પોતાનો ભગવદીયપણાથી સંબંધ રહ્યો છે. માટે તેઓમાં પ્રિયપણાનું પણ ભાન થાય છે. માટે સર્વાંશે તેઓ આપણને બાધક નહિ થશે" એ શંકા અટકાવવા માટે તેવા ભગવાનમાં આસક્ત માણસોને તે પુત્રાદિક મારા છે, એવી સ્ફુરણા નહિ હોવાથી જેમ સર્વ પ્રકારે તેઓમાં પ્રિયપણાનો શીરીતે અભાવ થાય છે. તે પ્રકાર કહે છે "अनात्मत्वं च भासते" પોતાને ભગવાનમાં આસક્તિ હોવાથી અને ભગવાનજ ઉપાધિ રહિત પરમ સ્નેહાસ્પદ હોઈને તેમાંજ પોતાને પોતાપણું લાગે છે. પણ પોતામાં પોતાપણું લાગતું નથી. માટે જે લોકો ભગવદીય હોય, તેઓમાંજ તેઓને પોતાનો સંબન્ધ જણાય છે. પોતાના દેહના સંબંધીઓમાં પોતાપણાનો ભાસ થતો નથી. પણ તેઓ ભગવદીય હોય તો તેમાં આત્મસંબંધીપણું લાગે છે અને ભગવદીયપણું ન હોય તો બાધકપણુંજ ભાસે છે, એવી રીતે ઘરમાં અરૂચિ થવાના બે કારણો કહીને તેનાજ સ્નેહની વૃદ્ધિ થવાની છેલ્લી દશા કહે છે કે જે સમયે શ્રીકૃષ્ણમાં વ્યસન થાય છે, એટલે તેમના દર્શનાદિ વગર તથા તેમના સંબંધ વગર રહી શકતો નથી. એવું વ્યસન થાય છે. ત્યારેજ તે કૃતાર્થ થાય છે. અર્થાત્ ભક્તિમાર્ગમાં ઈચ્છિત એવા સાક્ષાત્ ભગવાનની સાથે સંબંધ થવારૂપ ફલને સંપાદિત કરે છે. એ ભાવ ભગવાનજ તેને આપે છે. એવા ભાવવાળાને પોતાના સંબંધરૂપ ફલ ભગવાન્ આપે એ યુક્તજ છે. એમ જાણવા માટે મૂલમાં "हि" શબ્દ મૂકયો છે.



આ સ્થલે શ્રી પુરૂષોત્તમજી મહારાજ એવો અભિપ્રાય જ-

ણાવે છે કે ભક્તિ સ્નેહનું સ્વરૂપ છે. તે પ્રથમથી દર્શાવી ગયા છીએ, એ પ્રભુમાં સ્નેહરૂપ ભક્તિ પ્રભુના અનુગ્રહથી થાય છે, તે કોઇનામાં વગર કારણેજ સહસા ભગવાનમાં સ્નેહ બંધાઈ જાય છે. અને કોઇનામાં તો શ્રવણાદિ સાધનદ્વારા કારણ વગર ભગવાનમાં સ્નેહ પ્રકટ થાય છે. તેમાં કંઇ કાર્ય કરવા સારૂ પ્રતિબંધ કરી તેની નિવૃત્તિ પણ ભગવાન્‌જ કરે છે. તેમાં પણ લૌકિકપણું અને વૈદિકપણું લોકસંગ્રહ માટે તેનામાં જોવામાં આવે છે અને વૈષ્ણવપણું સહજ જોવામાં આવે છે. તેથી "પુષ્ટિપ્રવાહ મર્યાદા" ગ્રન્થમાં પુષ્ટિ જીવનું લક્ષણ કહેલું છે, તે તેનામાં સિદ્ધ રહે છે. તે પરથી એમ સમજવાનું છે કે જેનામાં સાધનદ્વારા ભક્તિ પ્રકટ થયેલી જોવામાં આવે છે તે પ્રકટ ભાવરૂપ નથી પણ મનમાં ભાવરૂપે રહે છે, તેથી પૂજાદિક સાધનોનું અનુષ્ટાન કરવામાં આવે ત્યારે પ્રેમના ક્રમથી પ્રકટ થાય છે. તેના ભાવની સાત અવસ્થા ભાવને જાણનારાઓએ કહેલી છે. તેમાં પહેલી અવસ્થા ભાવ, બીજી પ્રેમ, ત્રીજી અવસ્થા પ્રણય, ચોથી અવસ્થા સ્નેહ, પાંચમી અવસ્થા રાગ, છઠ્ઠી અવસ્થા અનુરાગ અને સાતમી અવસ્થા વ્યસન કહેવાય છે. તેમાં પ્રથમ બીજની અભિવ્યક્તિનો પ્રકાર કહીને તે પછી "ततः प्रेम" એમ કહીને પ્રેમ થવાનું કહ્યું છે. તે પરથી પ્રથમ ભાવ થઈ પછી પ્રેમ, પ્રણય અને સ્નેહ; એ ત્રણ અવસ્થા ક્રમે કરીને જ્યારે થાય છે, ત્યારે ભગવદ્‌શ્રવણાદિક શિવાય બીજામાં પ્રીતિ હોય તેનો નાશ થાય છે, એમ સૂચન કર્યું છે. તે પરથી એમ સમજવાનું છે કે ભગવાનના ગુણગાન શ્રવણાદિક શિવાય બીજામાંથી પ્રીતિ નિવૃત્ત થાય છે ત્યારે ભાવ, પ્રેમ, પ્રણય અને સ્નેહ એ ચાર અવસ્થા તેમને સિદ્ધ થઈ એમ સમજવું, અને જ્યારે આસક્તિ થાય ત્યારે રાગ અને અનુરાગ એ બે અવસ્થા સિદ્ધ થઈ એમ સમજવું, એવી પ્રભુમાં આસક્તિ થાય ત્યારે ગૃહાદિકમાં આકાંક્ષા રહેતી નથી. ગૃહાદિક ઉપેક્ષા કરવા જેવું થાય છે. તે આસક્તિનું

સ્વરૂપ બતાવે છે કે ઘરમાં રહેલા સ્ત્રી પુત્રાદિક ચેતન અને વ-સ્ત્રાભરણાદિક અચેતન એ સર્વનું ભગવાનમાં સમર્પણ કરેલું હોવાથી આ ભગવાનના છે, એમ અનુસંધાન રહે છે. તોપણ કોઇ અંશથી પોતાના છે, એવું પણ અનુસંધાન રહેવાથી જેટલા અંશમાં પોતાપણાનું અભિમાન રહે છે, તેટલા અંશમાં શ્રવણાદિક સાધનોમાં તે બાધક છે, એમ પોતાને ભાસે છે, કેમકે સર્વના સ્વભાવભેદથી જુદા જુદા કર્મમાં પ્રવૃત્તિ થવાનો સંભવ રહે છે. તેને લીધે પોતે સર્વ ભગવાનને અર્પણ કરેલ છે, છતાં કોઈ સમય તેનો ભગવાન્ શિવાય બીજામાં વિનિયોગ થાય ત્યારે તેની ચિન્તા નહિ કરવાનું "નવરત્ન" ગ્રન્થમાં કહ્યું છે તોપણ તેનામાં પોતાપણાનું અભિમાન સર્વાંશે નિવૃત્ત થયેલ ન હોવાથી પરવશપણાથી તેની ચિન્તા થવાનો સંભવ રહે છે. તેથી જે સમયમાં તેવી ચિન્તા થાય તે સમયમાં શ્રવણાદિકમાં ચિત્ત રહે નહિં તેથી તેને બાધકપણું રહે છે, અને પ્રભુ શિવાય બીજામાં વિનિયોગ થનાર સ્થૂલ શરીર અને લિંગ શરીરના જે ધર્મો છે, તેનો વિનિયોગ બીજે થયો ત્યારે જીવની અનુસ્મૃતિ પણ તેની પાછળ ચાલી જાય છે. તેથી તેમાં આત્મધર્મ ગૌણ પણાથી રહે છે, એટલે મૂર્ખ જેમ પથ્થર જેવો જડ કહેવાય છે તેમ ભગવાનમાં જેનો વિનિયોગ થતો નથી તેવા ચેતન તથા અચેતનમાં અનાત્મપણું ભાસે છે, એવી રીતે બાધક અને અનાત્મપણાનું ભાન છે, તે આસક્તિની દૃઢતાને સંપાદન કરે છે. એવી રીતે પ્રેમ અને આસક્તિ થયા પછી પ્રભુસંબંધી ગુણગાન શિવાય રહી શકે નહિ, એવી દશા થાય તે વ્યસનનું સ્વરૂપ છે. તેમાં પણ ભગવાનના ગુણ અને લીલાદિકની પ્રધાનતા મટી જઇને શ્રીકૃષ્ણના સ્વરૂપ માટેજ જ્યારે વ્યસન થાય ત્યારે તે કૃતાર્થ થાય છે. કૃતાર્થ શબ્દનો અર્થ એવો થાય છે કે ઘણાં સાધનોથી જે પદાર્થ સિદ્ધ થાય છે. તે પદાર્થ તેણે સિદ્ધ કર્યાં છે. એટલે ગુણ અને લીલાદિકની પ્રધાનતાને છોડી દઈને કેવલ

પ્રભુના સ્વરૂપમાંજ વ્યસન (બંધાણુ) થાય છે, તે વ્યસનનો ઉત્કર્ષ બતાવનાર લક્ષણ છે. તેવું વ્યસન પ્રભુ કૃપા કરીને દાન કરે છે ત્યારે પ્રાપ્ત થાય છે તે સર્વાત્મભાવનું સ્વરૂપ છે. તેનું વિવેચન વ્યાસસૂત્રના તૃતીયાધ્યાયના તૃતીયપાદના "प्रदानवत्" એ સૂત્રના ભાષ્યમાં કહેલું છે તે પરથી દૈન્યપૂર્વક શરણ ભાવનાથી ભગવત્સ્વરૂપમાંજ લાગી જવાપણું રહે એ વ્યસનના ઉત્કર્ષનું લક્ષણ છે, ૪—૫

શ્રીગોકુલનાથજીમહારાજ હવે આવનાર શ્લોકની ઉત્થાનિકામાં જણાવે છે કે એ પ્રમાણે વ્યસનવાળા તે ભક્તની યોગ્યતા તેનો ભાવ અને તેના ફલનું નિરૂપણ કરીને હવે આગળ તેવા વ્યસનીની શી વ્યવસ્થા થાય છે તે કહે છે કે:—

मूलश्लोकः-तादृशस्यापि सततं गृहस्थानं विनाशकम् ॥
त्यागं कृत्वा यतेद्यस्तु तदर्थार्थैकमानसः ॥६॥
लभते सुदृढां भक्तिं सर्वतोऽप्याधिकां पराम् ॥

अन्वयः—तादृशस्य अपि गृहस्थानम् सततं विनाशकम् यःतु त्यागं कृत्वा तदर्थार्थैकमानसः यतेत् सुदृढां सर्वतः अपि अधिकाम् पराम् भक्तिम् लभते

અર્થ—તેવાને પણ ઘરની સ્થિતિ હમેશાં ભાવની બાધક છે. જે ઘરનો ત્યાગ કરીને તે ભગવાન માટેજ પ્રયોજનવાળું છે કેવલ મન જેનું એવો થઇને યત્ન કરે, (અને તેમ કરે તો) મજબૂત અને સઘળા કરતાં પણ અધિક પરાભક્તિને પામે છે.

વિવેચન—તેવા ભાવવાળાને પણ હમેશાં ઘરમાં રહેવાનું તેવા ભાવવાળા સત્સંગના અભાવને લીધે ભાવનો નાશ કરનાર છે, જે જેનો વિઘાતક હોય તે તેની પાસે ઉભવાને શક્તિમાન નથી. માટેજ ફલપ્રકરણમાં "यर्ह्यंबुजाक्ष" એ શ્લોકમાં વ્રજના રત્નરૂપ શ્રીગોપીજનોએ કહ્યું છે કે (જ્યારથી આપના ચરણતલનો સ્પર્શ કરવા લાગ્યાં, ત્યારથીજ અમો બીજાની પાસે ઉભવાને

શકિત ધરાવતાં નથી) અને આજ બાબત શ્રીમહાપ્રભુજીએ સ્ફુટ કરી છે કે જેમ દેહાભિમાની પોતાના દેહનો નાશ કરનાર વાઘ હોવાથી તેની પાસે ઉભવાને શક્તિમાન્ નથી. તેમજ પોતાના ભાવને બાધ કરનારની પાસે તે ભાવવાળો ઉભો રહી શકતો નથી માટે કહ્યું છે કે " तादृशस्य " અને હવે પછી પહેલાં કહેવામાં આવેલ ભાવવાળાને ઘરમાં રહેવાનુ પોતાના ભાવનુ નાશ કરનાર હોવાથી તેમાં રહેવું અશકય છે. એમ માની તે ઘરનો ત્યાગજ કરે છે એમ કહે છે. તેવા ભક્તની ઘરનો ત્યાગ કર્યા પછીની કેવી સ્થિતિ થાય છે. તે પ્રકાર કહે છે કે ઘરનો ત્યાગ કર્યાપછી યત્નજ કરવો પણ બીજી કોઇ પણ રીતે વખત ગુમાવવો નહિં તેવા ભક્તને વખત શીરીતે પસાર કરવો તે કહે છે કે ભગવાન્ માટેજ પોતાના મનને રાખનારો થઇને ભક્તિની વૃદ્ધિ માટે યત્ન કરવો જોઈએ. અને ભગવાન્ માટેજ પોતાના મનને રાખનારો થઇને અત્યન્ત દૃઢ ભક્તિને પામે છે. પહેલાં તે ભક્તની છેવટના વ્યસન સુધીની તથા કોઈથી પણ ખસેડી શકાય નહિ એવી ભકિતને કહીને પણ ફરીથી જે " तदर्थार्थैकमानसः" (ભગવાન્ માટેજ પોતાના મનને રાખનારો થઇને) એમ જે કહ્યું છે છતાં પણ " लभते सुदृढाम् भक्तिम् " એમ જે કહેવામાં આવ્યું છે. તેનો એવો અભિપ્રાય છે કે તેનાથી પણ સુદૃઢ એટલે અત્યન્ત દૃઢ સર્વથી પણ અધિક સર્વાત્મભાવરૂપ ભકિત જે સાક્ષાત્ સ્વરૂપાનુભવરૂપ ફલને આપનારી ભકિતને મેળવે છે, એટલે તેવા ભાવવાળો જે ભકત છે. તેને પ્રથમ કહેલ અતિવિઘાતભાવે કરીને આ વિદ્યમાન દેહ ગયા પછી લીલાને ઉપયોગી એવા અલૌકિક દેહને પામીને સાક્ષાત્સ્વરૂપ સબંધી ફલને મેળવે છે. તે ફલરૂપ ભકિતનું સ્વરૂપ કહે છે કે સાલોકયાદિ ચાર પ્રકારની મુકિતની અપેક્ષાએ પણ તે ભકિત ઉત્તમ છે, અને તે પરાભક્તિ કહેવાય છે એટલે અગણિતાનંદરૂપ શ્રીપુરૂષોત્તમમાંજ તે ભકિતનુ પર્યવસાન છે.

આંહી શ્રીપુરૂષોત્તમજી મહારાજ એવો અભિપ્રાય જણાવે છે કે સર્વ છોડીને ભગવત્સ્વરૂપમાંજ પરાયણ એવો ભક્ત છે, તેને નિરંતર ઘરમાં રહેવું એ તેવી ભગવત્પરાયણતાનો નાશ કરનાર છે. તે વિષે શ્રીભાગવતના એકાદશસ્કંધમાં શ્રીકૃષ્ણ ભગવાને ઉદ્ધવજીને ભક્તિનું માહાત્મ્ય કહ્યું છે કે—

वाध्यमानोऽपिमद्भक्तो विषयैरजितेन्द्रियः ॥
प्रायः प्रगल्भयाभक्त्या विषयैर्नाभिभूयते

( મારો ભક્ત અજીતેન્દ્રિય હોય, તેથી વિષયો વડે બાધ કરાતો હોય, તોપણ ભક્તિ વધારે હોવાથી ઘણું કરીને વિષયો વડે પરાભવ પામતો નથી ) ઇત્યાદિક શ્લોકોથી ભક્તિનું માહાત્મ્ય કહીને બે શ્લોકોથી કહ્યું છે કે—

स्त्रीणां स्त्रीसंगिनां संगं त्यक्त्वा दूरत आत्मवान् ॥
क्षेमे विविक्त आसीनश्चिन्तयेन् मामतन्द्रितः
न तथाऽस्यभवेत्क्लेशो बन्धश्चान्यप्रसंगतः
योषित्संगात् यथापुंसो यथातत्संगिसंगतः ॥

( સ્ત્રીઓનો તથા સ્ત્રીનો સંગ કરનારાઓના સંગને દૂરથી છોડીને ધૈર્યવાળો થઇને ઉપદ્રવરહિત એકાંત સ્થલમાં બેશી આલસ્યરહિત થઇને મારૂં ચિંતન કરે [ અને તેમ કરવાનું કારણ બતાવે છે કે ] જેવો કલેશ અને બંધ સ્ત્રીઓના સંગથી અથવા તો સ્ત્રીઓના સંગીના સંગથી થાય છે. તેવો કલેશ અને બંધ બીજા પ્રસંગોથી થતો નથી ) એમ કહ્યું છે. ત્યાં સ્ત્રી વિગેરેના સંગનો પરિત્યાગ કરીને ઉપદ્રવરહિત એકાંત સ્થલમાં બેશી રહીને પોતાનું ચિંતન કરવાનું કહ્યું છે. તેથી સ્ત્રીનો સંગ તથા સ્ત્રીઓનો સંગ કરનારાઓનો સંગ કલેશ તથા બંધ થવાનું કારણ છે, એમ કહ્યું છે. તેથી તેવા ભગવત્પરાયણ ભક્તે નિરંતર ગૃહસ્થિતિ ત્યાગ કરવા યોગ્યજ છે. તે એવી રીતે કે ઘરમાં રહેતો હોય ત્યારે વચમાં વચમાં ઘરમાંથી નીકળીને જ્યાં ભગ-

વાન્‌નું સાન્નિધ્ય હોય, (એટલે ભક્તિનો પ્રચાર જ્યાં વિશેષ ચાલતો હોય) ત્યાં જઇને ભગવાનના દર્શન તથા સેવા વિગેરે કરીને ગૃહસ્થિતિને શિથિલ કરે. એટલે ઘરમાં મન લાગેલું હોય તેને ક્રમે કરીને ઓછું કરે ત્યારે ગૃહસ્થિતિનો ત્યાગ થાય. એવી રીતે ભક્તિનું બીજ દૃઢ થયું હોય તે નભી શકે તેવો પ્રકાર કહ્યો છે, અને હવે પછી ત્યાગ અને શ્રવણ કીર્તનથી ભક્તિની વૃદ્ધિનો પ્રકાર પ્રથમથી કહ્યો છે, તેનું પ્રતિપાદન કરે છે કે ત્યાગ કરીને ભગવાન્‌જ એક પ્રયોજન છે, એવું મન રાખીને ભક્તિની વૃદ્ધિ થવા માટે જે યત્ન કરે છે, તે સુદૃઢ અને સર્વથી અધિક એવી પરાભક્તિને મેળવે છે, તેનો અભિપ્રાય એવો છે કે "સન્ન્યાસ નિર્ણય" ગ્રન્થમાં ભગવાનના વિરહનો અનુભવ કરવા સારૂ પરિત્યાગ કરવો એ વખણાય છે. ઇત્યાદિક શ્લોકોથી આરંભદશામાં જે પ્રકારનો ત્યાગ કહ્યો છે, તે પ્રકારનો ત્યાગ કહીને જેવો પોતાનો અધિકાર હોય, તે પ્રમાણે શ્રવણ અને કીર્તન વડે ભક્તિની વૃદ્ધિ થવાનો યત્ન કરે, તે પણ કેવલ ભક્તિની વૃદ્ધિ થવાનુંજ તાત્પર્ય મનમાં રાખે નહિં પણ શ્રીકૃષ્ણ છે પ્રયોજન જેનું એટલે પ્રભુનું સ્વરૂપ માત્રજ જેનું ફલ છે, એવી ગુણાતીત ભક્તિના ફલરૂપ તે ભગવાન્ તેમાંજ છે કેવલ મન જેવું એવો થઇને ભક્તિની વૃદ્ધિ થવા માટે યત્ન કરે એટલે ભગવાનને સિદ્ધ કરી આપે એવી ભક્તિ માટે યત્ન ન કરે, પણ ભગવાન્‌ના સ્વરૂપના દર્શનની આર્તિ મનમાં રાખીનેજ યત્ન કરે, તો તેને કોઈ પણ પ્રતિબંધ કરી શકે નહિં, એવી સમગ્ર ભક્તિ કરતાં અધિક અને નિરોધલક્ષણ ગ્રન્થમાં કહેલ એવી અત્યંત વૃદ્ધિ પામેલી એવી પરાભક્તિને મેળવે છે, આમ કહેવાનો અભિપ્રાય એવો છે કે ભગવાનનાં દર્શન કરવાની ઇચ્છા શિવાય બીજી કાંઈ પણ અપેક્ષા ન હોય તેને પરાભક્તિ પ્રાપ્ત થાય છે.

હવે આગળના શ્લોકની ઉત્થાનિકા કરતાં શ્રીગોકુળનાથજી મહારાજ એવો અભિપ્રાય જણાવે છે કે ભક્તિમાર્ગમાં અનુકરણ

કરનાર કોઈ પણ ભક્ત ક્યારેક આગળ કહેલ ત્યાગનું સ્વરૂપ જાણ્યા વગર હું પણ ગૃહાદિકનો ત્યાગ કરીને ભક્તિની વૃદ્ધિને સિદ્ધ કરીશ, એવો વિચાર કરીને જે ગૃહાદિક છોડવાની ઇચ્છા કરે છે તો તેનો નિષેધ કરે છે.

**मूलम्—त्यागे बाधक भूयस्त्वं दुःसंसर्गात् तथान्नतः ॥७॥**

**अन्वयः—त्यागे दुःसंसर्गात् तथा अन्नतः बाधक भूयस्त्वम् ( आस्ति )**

શબ્દાર્થ—ત્યાગ કરવામાં દુષ્ટ માણસનો સંસર્ગ (સંબંધ) થવાથી તથા અન્ન (દોષ)થી બાધકપણું છે.

વિવેચન—ત્યાગનું સ્વરૂપ ઉપર બતાવ્યું છે તેને જાણ્યા વગર ગૃહાદિકનો જે ત્યાગ કરે છે, તેને ભક્તિની વૃદ્ધિના સાધનોમાં બાધક ઘણું હોવાથી ફલ સિદ્ધ થતું નથી, અને પ્રથમ જે ત્યાગ ઉપર કહેલ છે તેમાં તો વ્યસનપર્યન્ત પહોંચેલો હોવાથી જેનો નાશ થતો નથી, તેવું ભક્તિનું બીજ દૃઢ થયેલું હોવાથી તેનું બાધક કોઇ થતું નથી, એમ ઉપર જણાવેલ છે તે ઉપરથી એમ સમજવાનું છે કે ઉપર જે ત્યાગ કહેલ છે, તેમાં તો બાધ થવાનો સંભવજ નથી. પણ તેવા ત્યાગનું સ્વરૂપ જાણ્યા વગર ( વ્યસનપર્યન્ત પહોચેલો ન હોય અને ) સાધારણ ભક્ત ત્યાગ કરી ભક્તિની વૃદ્ધિ સિદ્ધ કરવાની ઇચ્છા કરે તેને બાધક ઘણું હોવાથી ફલ સિદ્ધ થતું નથી. તે બાધક બતાવે છે કે જેવો પોતાને ભગવદ્ભાવ હોય છે તેવા ભાવવાળા જે લૌકિકાશક્તિવાળા હોય તેનો સંગ થાય, તે પોતાના ભાવનો બાધક છે. તેમ તેને શ્રીભગવાનમાં વ્યસન થયેલું નહિં હોવાથી લૌકિકાસક્તનો સંગ ભગવદ્ભાવમાં આડો આવવાથી તેણે ત્યાગ કરેલ નથી. તેથી શરીર નિર્વાહ માટે જ્યાં ત્યાં અન્ન ભક્ષણ કરવું જોઇએ તે ભગવત્સમર્પિત અન્ન સર્વત્ર મળે નહિ, અને અસમર્પિત અન્ન ખાવું પડે, તે અસમર્પિત અન્ન દોષવાળું હોવાથી તે અન્ન ખાવાથી પોતાની બુદ્ધિ નષ્ટ થઇને પોતામાં બહિર્મુખતા આવે. જો કે

તેવી રીતે ત્યાગ કરનારને ઇંદ્રિયોનો નિગ્રહ થયેલ ન હોય, તેથી બીજા અનેક દોષ થવાનો સંભવ છે. તોપણ દુઃસંગ અને અન્નદોષ એ બહુ પ્રબલ દોષ હોવાથી તે બન્ને દોષો જ આંહિ ગણેલા છે.

આંહી શ્રીપુરૂષોત્તમજી મહારાજ ઉત્થાનિકામાં નીચે પ્રમાણે લખી શ્લોકનો અભિપ્રાય જણાવે છે કે ભક્તિની વૃદ્ધિના સ્વરૂપ પર્યન્ત ભક્તિની વૃદ્ધિનો ઉપાય કહીને તેમાં પ્રતિબંધ થાય, અને ત્યાગ કરવાનો અધિકાર ન હોય છતાં ત્યાગ કરે તો તેમાં બાધક ઘણું થાય તે કહે છે કે, તેવા અનધિકારીને ત્યાગ કરવાનો છે, તેમાં કાલ અને અદૃષ્ટાદિકૃત દુષ્ટ સંસર્ગથી તથા પ્રાણનું પોષણ કરનાર અન્નાદિકથી ભક્તિની વૃદ્ધિ થવામાં બાધક ઘણું છે. ( ૭ )

હવે આગળના શ્લોકની ઉત્થાનિકા કરતાં શ્રીગોકુલનાથજી મહારાજ જણાવે છે કે અધિકાર વગરનાને ત્યાગ કરવામાં બાધક ઘણું છે, એમ કહ્યું ત્યારે તેવા અધિકાર વગરનાને દોષ લાગે નહિ, તેવી રીતે કાલ નિર્વાહ કેમ કરવો ? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે—

मूलम्—अतः स्थेयं हरिस्थाने तदीयैः सह तत्परैः ॥
अदूरे विप्रकर्षे वा यथा चित्तं न दूष्यति ॥ ८ ॥

अन्वयः (यतः हीनाधिकारिणां त्यागे बाधक भूयस्त्वम् अस्ति) अतः तत्परैः तदीयैः सह हरिस्थाने अदूरे वा विप्रकर्षे यथा चित्तं न दूष्यति (तथा) हरिस्थाने स्थेयम्

શબ્દાર્થ—(જે કારણથી હીન અધિકારીઓને ગૃહ ત્યાગ કરવામાં બાધક ઘણું છે) માટે શ્રીભગવાનમાં પરાયણ એવા ભગવદીયોની હરિસ્થાન (એટલે [illegible] સેવાનો પ્રકાર સારી રીતે ચાલતો હોય તેવા (શ્રીજીદ્વાર જેવા) ભગવત્સ્થાનમાં બહુ દૂર

નહિ તેવા સ્થાનમાં અથવા (કાંઈ છેટે) જેમ આપણા ચિત્તમાં તેમની ઉપર દોષ ન આવે અને તેમના ચિત્તમાં આપણી ઉપર દોષ દૃષ્ટિ આવે નહિ, તેવી રીતે રહેવું,

વિવેચન--ઉપર કહ્યા પ્રમાણે હીનાધિકારીઓ ગૃહત્યાગ કરી બહાર રહેવાની ઈચ્છા કરે તો તેમાં બાધકપણું છે, માટે દોષ લાગવાની સંભાવના છે, તેથી દોષ લાગે નહિં તેવી રીતે કાલનો નિર્વાહ કરવા માટે પોતે ભકિતમાર્ગીય હોવાથી શ્રી ગિરિરાજજી[1] જેવા સ્થાનમાં જ્યાં શ્રીપ્રભુ બિરાજે છે, તેવા સ્થાનમાં રહેવું, તે રહેવાનો પ્રકાર કહે છે કે ભગવદીઓની સાથે રહેવું, તેમાં પણ જેઓ ભગવત્સેવા અને ભગવદ્ગુણ શ્રવણાદિકમાં પરાયણ હોય, તેવા ભગવદીયોની સાથે રહેવું.

એવા પ્રકારે સ્થિતિ રહે નહિ તો તેમાં પણ દુઃસંગ થવાથી પ્રથમ જે પોતાની શ્રીભગવત્પરાયણ બુદ્ધિ થઈ હોય, તેનો પણ નાશ થવાનો સંભવ છે, તેથી પોતાના જીવનનીજ વ્યર્થતા થાય. માટે ઉપર કહ્યા પ્રમાણે હરિસ્થાનમાં રહેવું એમ જણાવ્યું છે, હવે ઉપર કહેલા પ્રકારે નિરંતર સ્થિતિ રહી શકે નહિ, ત્યારે ચિત્તમાં દોષ થવાનો સંભવ રહે, માટે ચિત્તમાં દોષ ન થવાસારૂ બીજા પ્રકારે પણ સ્થિતિ કરવાનો પ્રકાર કહે છે કે, અદૂરે એટલે ઉપર કહેલાં હરિસ્થાનથી થોડા અંતરાયવાળા સ્થાનમાં અથવા विप्रकर्षे એટલે તે સ્થાનથી પણ કાંઈક દૂર સ્થાનમાં રહેવું. અને ત્યાં રહીને પણ ભગવદીઓની સાથે સંગ તો રાખવોજ જોઈએ, તેનું કારણ એવું છે કે અત્યંત સમીપમાં રહે તો કોઇ વખતે અવજ્ઞા થવાનો સંભવ રહે તે વિષે કહ્યું છે કે-

अतिपरिचयादवज्ञा सन्ततगमनादनादरो भवति ॥
मलये भिल्लापुरंध्री चन्दनतरुमिन्धनानि कुरुते ॥

---

૧ પ્રથમ શ્રીનાથજી શ્રીગિરિરાજજી ઉપર બિરાજતા હતા પણ હાલ સિંહાડમાં બિરાજે છે, તેથી શ્રીનાથદ્વારા રહેવું.

અર્થ—અતિ પરિચય થવાથી અવજ્ઞા થાય છે. અને નિરંતર જવાથી અનાદર થાય છે. (જુઓ) મલયાચલમાં રહેનાર ભિલ્લની સ્ત્રીઓ ચંદનના વૃક્ષને પણ બાળવાના લાકડાંની જગ્યાએ મૂકે છે (એટલે ભિલ્લની સ્ત્રીઓ હમેશ મલયાચલમાં રહેનારી હોવાથી તેણીઓના મગજમાં ચંદનની કિંમત કે તેના સુગંધની મહોટાઇ રહેતી નથી, તેથી તે ઇંધણાને ઠેકાણે બાળવામાં ચંદનના કાષ્ટને ઉપયોગમાં લે છે. અત્યંત પાસે રહેવાથી ચંદનના કાષ્ટની મહોટાઇ ભિલ્લની સ્ત્રીના મગજમાં રહેતી નથી.) તેવી રીતે ભગવદીયોની પાસે અત્યંત સમીપમાં રહેવાથી તેની મહોટાઇ હીનાધિકારીના મગજમાં રહે નહિ, તે સારૂ થોડે દૂર રહી તેમનો સંગ કરવો. ભગવદીયોનો સગ સર્વથા છોડવો નહિં.

એવી રીતે ત્રણ પ્રકારે સ્થિતિ કરવાનો પ્રકાર કહીને તેમાંથી નિકળેલો સાર કહે છે કે, જેવી રીતે ચિત્ત દૂષિત થાય નહિ, એટલે ઉપર દર્શાવેલા પ્રકારે અથવા તો પોતાના મનને ઇચ્છિત એવા પ્રકારથી રહે, તો પણ ચિત્તમાં ભગવાનથી બહિર્મુખ થવા રૂપ દોષ આવે નહિ તેવી રીતે રહેવું, અર્થાત્ આપણાં અંતઃકરણમાં ભગવદીયોની ઉપર દોષબુદ્ધિ આવે તોપણ ભગવદીયોનો સંગ છુટી જાય અને ભગવદીયોની આપણા ઉપર દોષદૃષ્ટિ થાય તોપણ તેઓનો સંગ છુટી જાય, એ બન્ને પ્રકારે તેઓનો સંગ છુટી જાય, તે સારૂ આપણને ભગવદીયો ઉપર દોષબુદ્ધિ ન થાય તો તેમના ઉપર દૃઢભાવ જો રહે તો તેઓ ભગવદ્ ધર્મનો બોધ કરે તે આપણા હૃદયમાં દૃઢ સ્થિર રહે અને ભગવદીયોની આપણા પર જો દોષદૃષ્ટિ ન થાય તો તેઓ ખરા ભગવદ્ ધર્મનો ઉપદેશ કરે, એટલે ભગવાનથી બહિર્મુખ થવાય નહિં, માટે તેઓશ્રીથી બહિર્મુખ થવાય નહિ તેવી રીતે રહેવું. [૮]

આંહી શ્રીપુરૂષોત્તમજી મહારાજ એવો અભિપ્રાય કહે છે કે ઉપર પ્રમાણે ભક્તિની વૃદ્ધિના સ્વરૂપ પર્યન્ત તેની વૃદ્ધિનો ઉપાય કહીને તેમાં પ્રતિબંધ થાય અથવા તો તેમાં અધિકાર ન

હોય તો તેના અનુકલ્પરૂપ (તેના બદલામાં) બીજો ઉપાય કહે છે કે અનધિકારીને જે ત્યાગ કરવાનો છે તેમાં કાલાદિકૃત દુષ્ટ સંસર્ગથી તથા પ્રાણપોષક અન્નાદિકથી બાધક ઘણું છે, માટે હરિસ્થાનમાં રહેવું, શ્રીકૃષ્ણ ભગવાને પણ "**मन्निकेतन्तुनिर्गुणम्**" (મારૂં સ્થાન તો નિર્ગુણ છે) એમ એકાદશસ્કંધમાં ઉદ્ધવજીને કહેલ છે, તેથી હરિસ્થાનમાં દેશ દોષનો અભાવ હોવાથી તેમાં રહેવું.

હરિસ્થાનમાં કેવી રીતે રહેવું તે કહે છે કે ત્યાં પણ હરિમાં પરાયણ ભગવદીયોની સાથે રહેવું, એટલે ભગવદીયો જેમ અનન્યતાથી સેવા કરતા હોય તેમ પોતે પણ અનન્યતાથી સેવા કરે એમ સૂચવ્યું છે. તેથી અતિ સાવધાન, પરસ્પર સ્નેહયુક્ત અને લૌકિકદૃષ્ટિ જેઓની નથી એવા ભગવત્સેવકોની પરાયણ થઇને રહેવું, તેવી રીતે રહેવાથી દુષ્ટ સંસર્ગ થાય નહિં, અને (તેઓ પ.સેથી મળેલ) પ્રસાદાદિકથી અથવા તો પરોપકારી વૃક્ષ તુલ્ય સ્વભાવવાળા વૈષ્ણવાદિક પાસેથી ભિક્ષાથી (મળેલાં અન્ન વડે) દેહનો નિર્વાહ થવાથી અન્નદોષ પણ લાગે નહિં, એટલે ભક્તિની વૃદ્ધિ થાય, આ શ્રી ભાગવતના દશમસ્કંધમાં નલકૂબર અને મણિગ્રીવના પ્રસંગમાં વૈરાગ્યાદિકથી જે ત્યાગનો નિર્ણય કરેલો છે, તેનો પ્રકાર કહેલ છે, એમ પણ જણાવેલ છે. તેવી રીતે પણ થઇ શકે નહિં, તેના અનુકલ્પરૂપ બીજો ઉપાય કહે છે કે અથવા તેવી રીતે સ્થિતિ રાખવામાં પ્રકાર કહે છે કે ભગવન્મંદીર અને ભગવદીયથી અદૂર (નજીક) અથવા તો દૂરમાં રહીને જેવી રીતે સેવા કરવાથી પોતાને સેવામાં અભિમાન થાય નહિ, અને ભગવદીયોમાં નિકૃષ્ટબુદ્ધિ, વિરૂદ્ધબુદ્ધિ, દોષદૃષ્ટિ અથવા તો ક્ષોભાદિકથી જેમ ચિત્ત દૂષિત થાય નહિં તેવી રીતે રહેવું. (૮)

હવે આગળના શ્લોકની ઉત્થાનિકા કરતાં શ્રીગોકુળનાથજી મહારાજ એવો અભિપ્રાય જણાવે છે કે ઉપર પ્રથમ ભકિતની

વૃદ્ધિનો પ્રકાર તથા ભકિતની વૃદ્ધિની પરમકાષ્ઠા કહીને તેનાથી સિદ્ધ થનાર ફલ કહ્યું. ત્યારપછી ભકિતની વૃદ્ધિના સાધનનો પ્રકાર જાણ્યાવગર ગૃહનો ત્યાગ કરીને હું ભકિતની વૃદ્ધિ સિદ્ધ કરીશ, એવો વિચાર કરી ત્યાગ કરવામાં જે પ્રવૃત્ત થયો હોય તેને બાધની સંભાવના જો થાય તો તેનું નિરાકરણ કરીને ફલની સિદ્ધિ થવા માટે તેવા અનાધિકારીને સ્થિતિનો પ્રકાર કહીને શુદ્ધ પુષ્ટિમાર્ગીય ભકત જે બે સ્વધર્મમાં આસકત હોય તેને આ પુષ્ટિમાર્ગીય ફલની સિદ્ધિ થાય છે. એમ બતાવવા માટે કહે છે—

मूलम्–सेवायां वा कथायां वा यस्यासक्तिर्दृढा भवेत् ।
यावज्जीवं तस्यनाशो न क्वापीति मतिर्मम ॥

अन्वयः–यस्य सेवायां वा कथायां वा यावज्जीवं दृढा आसक्तिः भवेत् तस्य क्व अपि नाशः न भवेत् इति मम मतिः ( अस्ति )

શબ્દાર્થ—જે ભકતની સેવામાં અથવા તો કથામાં જીવન પર્યન્ત દૃઢ આસકિત થાય, તેનો કયાયે પણ નાશ (ખરાબી). ન થાય એવી મારી માન્યતા છે.

વિવેચન—શુદ્ધ પુષ્ટિમાર્ગીય શ્રીઆચાર્યજીએ પ્રકટ કરેલા પ્રકારથી સેવા કરવામાં અને સેવાના અવકાશમાં પુષ્ટિમાર્ગિય ભગવલ્લીલાની કથામાં જેને આસકિત થાય, એટલે ચિત્તના વ્યાસંગપૂર્વક જેનો દૃઢ આગ્રહ જીવન પર્યન્ત બંધાય તો તેનો કોઇ દેશમાં કે કોઇ કાલમાં નાશ ન થાય, અર્થાત્ તેના ભાવનો નાશ થાય નહિં, તે ભાવ તેને ફલ સિદ્ધ કરનારો થાય છે. સેવાયાં વા અને કથાયાં વા એમ વિકલ્પથી બન્ને કહેલ છે, માટે ભગવદિચ્છાથી કોઇને સેવામાંજ દૃઢ આસકિત થાય છે અને કોઈ ને તો તેમની લીલાના ગુણ કીર્તનમાંજ દૃઢ આસકિત થાય છે. પરંતુ તે આસકિત જીવન પર્યન્ત રહેવી જોઇએ

પણ થોડો કાલ નહિં હોવી જોઈએ. જે ભગવદિચ્છાથી સેવામાં આસકત હોય અથવા તો કથામાં આસકત હોય, તેનો કયાંયે પણ નાશ થતો નથી. એટલે પુષ્ટિમાર્ગિય ફલની પ્રાપ્તિ થવામાં અંતરાય થતો નથી. એવી મારી માન્યતા છે. અહીં શ્રીઆચાર્યચરણોએ પોતાની મતિ કહેવાથી ફલનો વિલંબ નહિ થવામાં કારણપણું જણાવવાથી ફલની પ્રાપ્તિ થવામાં નિઃસંદિગ્ધપણું દર્શાવ્યું છે. ( ૯ )

આંહી શ્રીપુરૂષોત્તમજી મહારાજ ઉત્થાનિકાથી આરંભી એવો અભિપ્રાય જણાવે છે કે જો કાળ કે અદૃષ્ટાદિક દોષથી તેવા ભગવદીયોનો સંગ થાય નહિં. તો તેમાં તેવી રીતની સ્થિતિમાં તેના અનુકલ્પરૂપ બીજો પ્રકાર કહે છે કે જો કે તેવા ભગવદીયોનો સંગ ન હોય તોપણ જો નજીકમાં અથવા તો થોડે દૂર સેવામાં દૃઢ આસક્તિ થાય, જેની બીજા મશ્કરી કરે અથવા તો તિરસ્કારાદિક કરે તોપણ ન્યૂન આસક્તિ થાય નહિં, તેવીજ રીતે કથા સાંભળવામાં આવતી હોય કે પોતે કીર્તન [કથા] કરતો હોય તેમાં દૃઢ આસક્તિ થાય તે પણ "यावज्जीव" એટલે જ્યાં સુધી સામર્થ્ય હોય ત્યાં સુધી રહે, પણ થોડોક વખત ન હેર તો તે સેવા કરનાર કે કથાનું શ્રવણ કીર્તન કરનારનો આ લોકમાં અધિકાર પ્રમાણે સ્વરૂપમાં પરાયણ રહેવાનો કે સાધનમાં પરાયણ રહેવાનો નાશ થાય નહિં. અને પરલોકમાં અધિકાર પ્રમાણે ફલમાં પ્રતિબંધ થાય નહિ. દૃઢ કથા શક્તિનો પ્રકાર શ્રી ભાગવતના દશમસ્કંધમાં પ્રક્ષિપ્ત અધ્યાયના ત્રીજા અધ્યાયમાં બ્રહ્માજીની સ્તુતિમાં શ્રીઆચાર્યચરણે નિર્ણય કરેલ છે કે–

ज्ञाने प्रयासमुदपास्य नमन्त एव
जीवन्ति सन्मुखरितां भवदीय वार्ताम् ॥
स्थाने स्थिताः श्रुतिगतां तनुवाङ्मनोभि-
र्ये प्रायशोऽजित ! जितोऽप्यसि तैस्त्रिलोक्यात् ॥३॥

અર્થ—જે માણસો (ભકતો) જ્ઞાનમાં મહેનત કરવાનું છોડી દઇને [પોતાના] સ્થાનમાં રહેલા સત્પુરૂષોએ ઉચ્ચારેલી [ એટલે મહેનત વગર ] કાનમાં આવેલી કાયા, વાણી અને મનથી આપ (શ્રીકૃષ્ણ) ની વાર્તાને નમન કરતાજ જીવે છે. તેઓથી જો કે આપ ત્રિલોકીમાં અજીત છો, તોપણ ઘણું કરીને જીતાએલા છો. એમ બ્રહ્માજીએ કહેલ છે. તેનાં શ્રીસુબોધિનીજીમાં શ્રી આચાર્ય ચરણ આજ્ઞા કરે છે કે સર્વ જીવોને પુરૂષાર્થની સિદ્ધિ માટે [ શાસ્ત્રાદિકમાં ] પ્રસિદ્ધ અને સુગમ આ એક માર્ગ છે [જેમાં] પ્રથમ [પોતાના] સ્થાનમાં રહેલાઓને જીવિકા માટે જે કાર્ય કરવાનું છે તે સ્વતઃ સિદ્ધ થયા કરે છે. અને સત્પુરૂષો ભગવાનની આજ્ઞાથી સર્વત્ર પરિભ્રમણ કર્યા કરે છે. અને તેઓનું એજ કૃત્ય છે. ભગવદ્ગુણગાનમાં તે ( સત્પુરૂષો ) મુખરજ હોય છે. તેમાં પણ કથામાં જાણીને કહેવું એવો કાંઈ નિયમ નથી. ભગવદીયો કેવલ અમુક ગમે તે વાર્તા હોય પણ તે વાર્તા ભગવત્ સંબંધવાળી હોવી જોઇએ, પછી તે યુક્તિવાળી હોય કે યુક્તિ વગરની હોય તે કાંઈ વિચારતાજ નથી. તેથી તેઓ ભગવત્ કથામાં મુખર હોય છે. તેમાં પણ મહેનત વગર તે કથા કાયા વાણી અને મન વડે નમન કરવાયોગ્ય છે. એટલે તે કથાને અનુસરનારાં પોતાનાં કાયા, વાણી અને મન રાખવાં, તેમાં વિરોધ કરવો નહિં, એટલુંજ કૃત્ય માત્ર જેમાં સાધન છે, એવું જીવન જ રહે; બાકી કર્મ કરવા વિગેરેની પણ કાંઇ જરૂર ન રહે. (એ એક સુગમ માર્ગ છે) આંહી ઘણું કરીને આપ જીતાયેલા છો, એમ કહીને તેવી રીતની કથામાં આસક્તિ શિવાય બીજો ભાવ કરે નહિં, એમ જણાવે છે. કાલાદિક હોવાથી અથવા બીજો ભાવ થાય નહિં તો તેઓનું જીવન સફલ થાય, આગળ ઉત્પન્ન થનારા જીવોનો નિસ્તાર આ પ્રકારેજ થવાનો છે. વળી સેવામાં ૬૯ આસક્તિનો પ્રકાર [illegible] ત્યાંજ નીચેના શ્લોકમાં દર્શાવ્યો છે.

पुरेह भूमन् बहवोऽपि योगिन-
स्त्वदर्पितेहा निजकर्म लब्धया ।
विबुध्य भक्त्यैव कथोपनीतया
प्रपेदिरेञ्जोऽच्युत ते गतिंपराम् ॥ ५ ॥

અર્થ—વ્યાપક ? પૂર્વે આંહી ઘણા યોગીઓ પણ આપમાં અર્પણ કરેલ પોતાની (સર્વ) ચેષ્ટા રૂપ પોતાના કર્મથી પ્રાપ્ત થયેલી કથાથી સમીપમાં લાવેલી ભક્તિએ કરીને આપની પરા ગતિને જાણી અચ્યુત ? વગર મહેનતે આપની ગતિને પ્રાપ્ત થયા છે. આ શ્લોકના શ્રી સુબોધિનીજીમાં શ્રી આચાર્યચરણ એવો અભિપ્રાય જણાવે છે કે વ્યાપક ! પૂર્વે વિદ્યમાન એવા આ માર્ગમાં પણ ઘણું કરીને યોગીઓ યોગે કરીને જેઓએ ભકિતનું સામર્થ્ય સ્થિર કરેલું છે, એવા અને તેથીજ આપમાં જેઓએ સર્વ ચેષ્ટાઓ અર્પેલી છે. એજ સમર્પણ લક્ષણ કર્મે કરીને અથવા તો આપની સેવા રૂપ કર્મે કરીને પ્રાપ્ત થયેલી ભકિતવડે જ આપની ગતિનું સ્વરૂપ જાણીને અચ્યુત ! ( કોઈ પ્રકારે પોતાના સ્વરૂપમાંથી ખસતા નથી. એવા શ્રીકૃષ્ણ ! ) આપ જે માર્ગે પધારો છો તે આપની ગતિને પ્રાપ્ત થયા છે, પછી તેમની પાછલ ચાલનારાઓને કોઇ પ્રકારની ચિન્તા રહેતી નથી. એટલે વગર મહેનતેજ પરા એટલે લોકાતીત એવી ગતિને પ્રાપ્ત થયા છે, માટે આત્મજ્ઞાન કરતાં પણ આ માર્ગ જ ઉત્તમ છે. આ અભિપ્રાયમાં બીજાઓની સંમતિ નથી, પણ શ્રી આચાર્યચરણ આજ્ઞા કરે છે કે એવી મારી મતિ છે.

હવે શ્રીગોકુલનાથજી મહારાજ હવે પછી આવનાર નીચેના શ્લોકની ઉત્થાનિકા કરતાં એવો અભિપ્રાય ધરાવે છે કે એ પ્રમાણે ગયા શ્લોકથી જેઓ સેવામાં આસકત હોય, અથવા તો કથામાં આસકત હોય, એ બન્ને ભકતોને શું ફલ થાય છે એ વિષય કહીને વખતે કોઇ ભકત સામા બીજા કોઇ પણ ભકતને

સેવામાં આસકત અથવા તો કથામાં આસકત જોઇને પોતે પણ ભગવત્ સંબંધી કાંઇ પણ નાજુક લાગણી નહિં ધરાવતાં છતાં પણ ફકત ઉત્સાહથી દેખાદેખી સેવા કરવાને ઇચ્છા ધરાવે તો તેનો બાધ સંભવે છે, એવી શંકા થાય ત્યાં બાધનું સ્વરૂપ અને તેમને અટકાવવાનો પ્રકાર કહે છે—

મૂલમ્—बाध संभावनायान्तु नैकान्ते वास इश्यते ।
हरिस्तु सर्वतो रक्षां करिष्यति न संशयः ॥ १० ॥

अन्वयः-बाध संभावनायाम् तु एकान्ते वासः नश्यते ।
हरिः तु सर्वतः रक्षात् करिष्यति संशयः न ॥

શબ્દાર્થ—બાધની સંભાવના હોય તો એકાન્તમાં વાસ ઇષ્ટ નથી. ભગવાન તો ચોતરફ રક્ષા કરશે (એમાં) સંશય નથી.

વિવેચન—કોઇ પણ જાતની માનસિક ફિકરથી અથવા તો સાંસારિક ભોગમાં આસકિતને લીધે જો બાધનો સંભવ જણાતો હોય અને તેને લીધે પોતે પોતાને સેવા કરવામાં અશકત જોએ, અને તેથી મારાથી સેવા બની શકતી નથી એમ પોતાનું મન દુભાતું જોઇ મારે ઘરનો ત્યાગ કરીને એકાન્તમાં ભગવાનના નામ સ્મરણ વિગેરે કરવાં જોઇએ એવા વિચારથી જો એકાન્તમાં રહેવા માગે તો તેવાને પણ તેની એકાન્ત સ્થિતિ પસંદ કરવા યોગ્ય નથી. કે જે એકાન્ત સ્થિતિમાં સેવાનો બુદ્ધિપૂર્વક ત્યાગ કરવામાં આવે, માટે તેવી એકાન્ત સ્થિતિની મના કરે છે કે नैकान्तेवास इष्यते એટલે સેવા છોડીને તેને એકાન્તવાસ ઇષ્ટ નથી. મતલબ કે સેવા કરવાની વ.તજ અમોને ઇષ્ટ છે પણ કોઇ પણ જાતની માનસિક ફિકરથી આપણને કાંઇ અડચણ આવે તો સેવા કરવાનું કામ શી રીતે બની શકે એવો સવાલ ઉભો થાય ત્યાં તેનું સમાધાન આપે છે કે हरिस्तु सर्वतो रक्षां करिष्यति न संशयः જો માનસિક ફિકર વિગેરેને પણ સહન કરીને સેવામાંજ તત્પર થાય તો ભગવાન તે પોતાના ભકતનો

સેવાનો આગ્રહ જોઈ સઘળાં દુઃખોને નાશ કરવાની પોતાની શક્તિને જાહેરમાં મૂકી સેવાની વિદ્યાથી માનસિક ફિકર વિગેરેને દૂર કરી સેવાની સંપત્તિનેજ પૂરી પાડે છે, એમ જણાવવા માટે કહે છે કે हरिस्तुसर्वतोरक्षाम् આ શ્લોકમાં न संशयः એમ કહ્યું છે તેથી એમ બતાવવા માંગે છે કે આ વિષયની સત્યતા સામે કોઈ પણ શક લાવે તો ભગવાન્ પણ તેનું રક્ષણ કરતા નથી. માટેજ ગીતાજીમાં પણ ભગવાને કહ્યું છે કે संशयात्मा विनश्यति (સંગીન વિષય સામે શંકાશીલ નજરે જોનારો માણુસ ખરાબ થાય છે) માટે આ વિષયમાં સંદેહ રહિત થઈને ભગવાન્ રક્ષા કરશેજ એવી બુદ્ધિથી જો તેમની સેવા કરે તો ભગવાન્ પણ તેની રક્ષા કરે છેજ. એમ સમજાવવા માટે न संशयः એમ કહ્યું છે. આ રસ્તા શિવાય બીજા કોઈપણ રસ્તાથી આપણને રક્ષણ મળતું નથી એમ બતાવવા માટે શ્લોકમાં "तु" શબ્દ મૂકયો છે. સેવા પરાયણની માફક કથા પરાયણને પણ જો બાધની સંભાવના હોય તો પહેલાં કહેવામાં આવેલી વ્યવસ્થાજ ધ્યાનમાં રાખવી જોઇએ.

આ સ્થલે શ્રી પુરૂષોત્તમજી મહારાજ એવો અભિપ્રાય ધરાવે છે કે જો બીજભાવની દૃઢતા થઈ હોય અથવા તો ન થઈ હોય તોપણ પહેલાં કહેવામાં આવેલ બીજભાવને દૃઢ કરનારાં સાધનો મેળવવામાં કાળ અથવા તો અદૃષ્ટ વિગેરે આડાં આવતાં હોય અને તેને લીધે સાધનો કરવામાં વખતે જો અશક્તિ થાય ત્યાં બીજો ઉપાય કહે છે बाधसंभावनायान्तु મુખ્ય કલ્પ તો ભગવાનની કૃપાથીજ સિદ્ધ થાય છે, માટે તેમાં તો બાધની સંભાવનાજ નથી, કારણ કે तदाभवेद् दयालुत्वम् એમ નિરોધ લક્ષણમાં ઠરાવવામાં આવ્યું છે, અને ભગવાનની દયા હોય તો તેમાં પ્રતિબંધનો સંભવ છે, અને વળી त्यागे बाधक भूयस्त्वम् એ વિગેરે શ્લોકોથી કહેલ, હવે કરવામાં આવનાર અથવા તો હમણાં કરવામાં આવતા ત્યાગમાં જો કોઇ બાધક આવે તો

તેનો નાશ કરવામાં કઇ ભાવના કરવી? આ સવાલ ઉંચા દરજ્જાનો છે, આવા વિચિત્ર સંયોગમાં એકાન્તમાં રહી ભગવાન્‌ના સ્થાન વિગેરેમાં રહેવાનું ઈષ્ટ નથી. પણ ઘરમાં અથવા તો ગમે તે બીજે સ્થલે રહીને ભગવાન્‌નીજ શરણભાવના કરવી. हराम्यघ यत्स्मर्तृणाम् (મારૂં સ્મરણ કરનારાઓના પાપને ધોઇ નાંખુછું) એ મહાભારતના વાકયથી તથા सर्वधर्मान् परित्यज्य (સઘળા ધર્મોને છોડી તું મ્હારી શરણે આવ) એ શ્રી ભગવદ્‌ગીતામાં ભગવાન્‌ના વાકયથી પણ ભગવાન્‌જ ચોતરફ રક્ષા કરશે. આ અમારી માન્યતામાં મજબૂત વિશ્વાસ રાખવો નહિ કે સંશયવાળો વિશ્વાસ! "એમ જણાવવા માટે શ્લોકમાં "तु" શબ્દ મૂકવામાં આવ્યો છે. न संशयः ભગવાન્ રક્ષા કરશેજ એમાં સંશય નથી. આ વિષયનું અવલોકન કરતાં પહેલાં કહેવામાં આવેલી પદ્ધતિ પ્રમાણે ભક્તિ માર્ગમાં પ્રવૃત્તિ કરવી જોઇએ. એ વાત સિદ્ધ થાય છે. અને તેમાં જો બાધ આવે તો અનુકલ્પને અનુસરવું, અને તેમાં પણ જો બાધ આવે તો અનુકલ્પનો પણ અનુકલ્પ કરવો અને તેમાં પણ જો બાધ આવે તો ભગવાન્‌ની શરણે જવું કે જે સઘળાઓના અનુકલ્પરૂપ કહેવાય છે, અનુકલ્પમાં પણ પહેલાંજ સેવા વિગેરેનો ત્યાગ કરીને પ્રવર્તવું નહિ. કારણ કે ભગવાન્‌ની ઇચ્છા સમજવાને આપણે અશકત છીએ.

હવે પછીના શ્લોકની ઉત્થાનિકા કરતાં શ્રી ગોકુલનાથજી મહારાજ એવો અભિપ્રાય ધરાવે છે કે એ પ્રમાણે પોતાના માર્ગની ભકિતને વધારવાનો પ્રકાર કહીને હવે તે વિષયનો નીચલા શ્લોકથી ઉપસંહાર કરે છે.

મૂલશ્લોકઃ--इत्येवं भगवच्छास्त्रं गूढतत्त्वंनिरूपितम् ।
यएतत्समधीयीत तस्यापिस्याद् दृढा रतिः ॥ ११ ॥

अन्वयः—इति एवम् गूढ तत्त्वम् भगवच्छास्त्रम् निरूपितम् ।
यः एतद् समधीयीत तस्य अपि दृढा रति स्यात् ॥

શબ્દાર્થ—(એ પ્રમાણે છાના તત્ત્વવાળું ભગવાનનું શાસ્ત્ર નિરૂપણ કર્યું, જે માણસ આ શાસ્ત્રને જાણે છે તેને પણ ભગવાન્‌માં દૃઢ રતિ થાય છે.)

વિવેચન—ઇતિ શબ્દ સમાપ્તિમાં છે, એ પ્રમાણે ભગવાન્ શ્રીપુરૂષોત્તમની ભક્તિને વધારવાની શિખામણ આપનારૂં આ શાસ્ત્ર છે એમ સિદ્ધ કર્યું. હવે શાસ્ત્રના સ્વરૂપને બતાવે છે ? **गूढतत्त्वम् इति** અત્યંત છાના તત્ત્વવાળું એટલે વાણીથી કહી શકાય નહિં એવું મતલબ કે કેવળ અનુભવથી જાણવા યોગ્ય સ્વરૂપવાળું નિરૂપણ કર્યું છે.

એ પ્રમાણે શાસ્ત્રનું સ્વરૂપ નિરૂપણ કરીને આ શાસ્ત્રના અધ્યયન કરનારને પણ જેમ આ માર્ગનું ફળ સિદ્ધ થાય, તેવા પ્રકારના અધ્યયનનું સ્વરૂપ કહે છે **य एतादिति** આંહીઆ **यः** એમ મોઘમ કહ્યું છે તેથી એમ જણાય છે કે આ શાસ્ત્રના અધ્યયનમાં વર્ણાશ્રમાદિ નિયમ આડે આવતો નથી. એટલે ગમે તે માણસ આ શાસ્ત્રનું અધ્યયન કરી શકે એમ છે. આંહીઆં અધીયીત તેની પાસે જે **सम्** મૂકયો છે, તે એમ જણાવે છે કે અધ્યયનમાં કેવળ પાઠમાત્ર નહિ જોઈએ પણ દરેક શબ્દનો અર્થ અને તેના અભિપ્રાયના વિચાર પૂર્વક અધ્યયન કરવું જોઈએ એ પ્રમાણે વિચાર પૂર્વક અધ્યયન કરવાથી આ ગ્રન્થે પ્રતિપાદન કરવા ધારેલ વિષયનું નિરંતર અનુસંધાન રહે છે, અને તે અનુસંધાન રહેવાથી અંતઃકરણના દોષો મટીને તે માર્ગના સ્વરૂપનું હૃદયમાં સ્ફુરણ થાય છે કે જે માર્ગની નેમ ભક્તોને શ્રીપુરૂષોત્તમ ભગવાન્‌ના સ્વરૂપમાં પહોંચાડવા તરફની છે, એટલે તેનું અધ્યયન કરનારને પણ અત્યંત નિશ્ચલરતિ થાય છે. મતલબ કે રસના અનુભવ યુક્ત સ્નેહ થાય છે. આ આ સ્થલે શ્રી પુરૂષોત્તમજી મહારાજ એવો અભિપ્રાય ધરાવે છે કે એ પ્રમાણે ભક્તિને વધારવાનો સઘળો ઉપાય નિરૂપણ કરીને તેનો ઉપસંહાર કરતાં હવે તેના વિચારનું ફલ કહે છે. **इति**

શબ્દ **સમાપ્તિમાં** છે એ પ્રમાણે પહેલાં કહેવામાં આવેલ પ્રકારથી **भगवच्छास्त्रम्** એટલે જે શાસ્ત્રનો ઉપદેશ શ્રી ગીતાજીમાં, શ્રી ભાગવતના એકાદશસ્કંધમાં તથા બીજે સ્થળે પણ કરવામાં આવ્યો છે, એવું ભગવાનનું શાસ્ત્ર જો કે છાનું છે તો પણ મેં પ્રકટ કર્યું છે, આ શ્લોકમાં **अधीयीत** એમ ટુંકું લખવું જોઈએ તે છતાં **समधीयीत** એમ લાંબું લખ્યું છે, તે એમ જણાવે છે કે તેવા વિચાર કરનારને પણ પ્રેમરૂપ રતિ મજબૂત થાય છે. અને તે રતિ મજબૂત થવાથી સંસારમાં થતા રાગનો નાશ થાય છે, અને તે શિવાયની પણ આપણને પડતી ખૂટો ભગવાન્ પૂરી પાડશેજ, કારણ કે “**नह्यंगोपक्रमेध्वंसः** એવું ભગવાનનું વાક્ય છે, એટલે ટુંકામાં છેવટે એ સમજવાનું છે કે વખતોવખત આ શાસ્ત્રનો વિચાર કરવોજ જોઈએ.



# નડીયાદ શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયની ડીપોમાં નીચેનાં પુસ્તકો મળે છે.

તત્ત્વાર્થદીપનિબંધ શાસ્ત્રાર્થ અને સર્વનિર્ણય પ્રકરણ પ્રકાશ તથા આવરણભંગ ટીકા સાથે સં૦ ... ... ... ૫-૦-૦

અણુભાષ્ય પ્રકાશ નામની ટીકા સાથે સંપૂર્ણ-સંસ્કૃત ... ૧૫-૦-૦

વિદ્વન્મંડન સુવર્ણસૂત્ર ટીકા સાથે સંસ્કૃત ... ... ૨-૪-૦

પ્રસ્થાન રત્નાકર શ્રીપુરૂષોત્તમજીકૃત સંસ્કૃત ... ... ૨-૦-૦

ભક્તિમાર્તંડ ( શ્રીગોપેશ્વરજી કૃત ) સંસ્કૃત ... ... ૨-૦-૦

બ્રહ્મસૂત્રવૃત્તિ ભાવપ્રકાશિકા શ્રીકૃષ્ણચંદ્રકૃત સં૦... ... ૧-૦-૦

શુદ્ધાદ્વૈતમાર્તંડ પ્રમેય રત્નાર્ણવ સાથે સં૦ ... ... ૧-૦-૦

પુષ્ટિમાર્ગીય સ્તોત્ર રત્નાકર (પુરૂષોત્તમ સહસ્ત્રનામઆદિ ૮૧ ગ્રંથ). ૦-૬-૦

નિત્ય નિયમના ૨૪ લઘુ ગ્રથ ... ... ૦-૧-૦

ગોપીગીત (સમશ્લોકી ગુજરાતી સાથે) અને યમુનાજીનાં ૪૦પદ વગેરે.૦-૧-૦

બ્રહ્મવાદ શ્રીહરિરાયજીકૃત સટીક સંસ્કૃત ... ... ૦-૬-૦

ઉપદેશ મીમાંસા ( શ્રીજીવનલાલજીકૃત ) ... ... ૦-૧૦-૦

વૈષ્ણવદ્વિજાન્હિક ,, ... ... ૧-૦-૦

દુસંગ વિજ્ઞાનપ્રકાર ( શ્રી અનિરૂદ્ધાચાર્યજી કૃત ટીકા સાથે )... ૦-૨-૦

પુષ્ટિમાર્ગ લક્ષણાનિ ( ,, )... ૦-૨-૦

પુષ્ટિમાર્ગ ( ચતુર્થ વૈષ્ણવ પરિષદનો નિબંધ શ્રી અનિરૂદ્ધાચાર્યજી કૃત ) શાસ્ત્રીઓના લેખો સાથે... ... ... ૦-૪-૦

શુદ્ધાદ્વૈત મંજરી ( શ્રી અનિરૂદ્ધાચાર્યજી કૃત ) સટીક ... ૦-૩-૦

બ્રહ્મસૂત્રવૃત્તિ મરિચીકા વ્રજનાથ ભટ્ટ કૃત સં૦... ... ૨-૦-૦

શ્રીમદ્ભગવદ્ગીતા સુબોધિની ટીકા સાથે ગુ૦ ... ... ૦-૮-૦

આમ્નાયતત્ત્વ ભાસ્કર ( છગનલાલ શાસ્ત્રીજી કૃત ) ... ૦-૫-૦

ઉપદેશસુધા ( શ્રીગોવિંદાચાર્યજીકૃત સટીક ) ... ... ૦-૪-૦

*** રા. રા. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસનાં બનાવેલાં પુસ્તકો.**

* શ્રી વલ્લભચરિત્ર બ્રહ્મવાદ સાથે આવૃત્તિ બીજી... ... ૧-૦-૦

* તત્વાર્થદીપનિબંધ શાસ્ત્રાર્થપ્રકરણ ગુજરાતી ... ... ૧-૦-૦

* શ્રીકૃષ્ણ લીલામૃત ભાગ ૧ ( શ્રીસુબોધિનીજીને આધારે )... ૧-૦-૦

* શ્રીકૃષ્ણ લીલામૃત ભાગ ૨ ( ,, )... ૧-૦-૦

* શ્રીમદ્વલ્લભાચાર્યજીનું સંક્ષિપ્ત જીવન[illegible]વજ્ઞાન અને ઉપદેશ અંગ્રેજી અને ગુજરાતી દરેકના... ... ... ૦-૨-૦

* કામાખ્યદોષ વિવરણ ગુજરાતી ટીકા સાથે ... ... ૦-૨-૦

* બ્રહ્મવાદ ( વિદ્યાનગરના રાજાની સભાનો શાસ્ત્રાર્થ ) ... ૦–૪–૦
* પુષ્ટિમાર્ગ ( અલ્હાબાદના કન્વેન્સન ઓફ રીલીજિયન્સમાં વાંચેલો નિબંધ ) ઇંગ્રેજી ૦–૩–૦ ગુજરાતી... ... ૦–૨–૦
વૈદિકમાર્ગ નિરીક્ષા (મુન્સીકૃત) ... ... ... ૦–૪–૦
દુર્મતધ્વાંત ભાસ્કર ... ... ... ૦–૨–૦
પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત ( પટવારી કૃત ) ... ... ૦-૧૦-૦
ભક્તિમાર્ગનું રહસ્ય ... ... ... ૦–૫–૦
શ્રીમન્માધવતીર્થના તા. ૩૧–૭–૯ના સાંજવર્તમાનના લેખનો જવાબ.૦–૨–૦
શાસ્ત્રીય વિચાર (પુષ્ટિમાર્ગ કલ્પિત છે એ પુસ્તકના આક્ષેપોનો જવાબ)૦–૩–૦
દીનતા આશ્રયના પદનો સંગ્રહ ... ... ... ૦-૧૦-૦
અષ્ટાક્ષર ( વ્રજભાષા ટીકા ) ... ... ... ૦–૧–૦
સર્વોત્તમ ( વ્રજભાષા ટીકા ) ... ... ... ૦–૪–૦
શ્રીગુસાંઇજી કૃત વિજ્ઞપ્તિ ગુજરાતી ભાષાન્તર ... ... ૦–૪–૦
વલ્લભાખ્યાન મોટી ટીકાસાથે ગુ૦... ... ... ૦-૧૦-૦
વૈષ્ણવોપયોગી નિત્યકર્મ (શ્રી દેવકીનંદનજીની આજ્ઞાનુસાર) ... ૦–૧–૬
સંન્યાસનિર્ણય વિસ્તીર્ણ ટીકાસાથે ગુજરાતી ... ૦–૩–૦
ભક્તિહંસ ,, ... ... ૦–૨–૦
જલભેદ અને પંચપદ્યાનિ ,, ... ... ૦–૩–૬
શ્રીમહાપ્રભુજી (શ્રીવલ્લભાચાર્યજી)ના ચિત્રજી ... ... ૦–૧–૦
શ્રીગોવર્ધનનાથજીના પ્રાકટ્યની વાર્તા ... ... ૦–૩–૦
પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ વિસ્તીર્ણ ટીકા સાથે ગુજરાતી ... ૦–૫–૦
દુ:સંગવિજ્ઞાનપ્રકાર ( છગનલાલ શાસ્ત્રી કૃત ટીકા ... ૦–૧–૦
સર્વોત્તમસ્તોત્ર અષ્ટાક્ષર ભાષા ટીકા ... ... ૦–૬–૦
વલ્લભાષ્ટક ચતુ:શ્લોકી ભાષાટીકા ... ... ... ૦–૪–૦
પુષ્ટિ સુધાકર (શાસ્ત્રી ચીમનલાલ કૃત) ... ... ૦-૧૦-૦
શંકર જયન્તીની વ્યાખ્યાનમાલાનું અવલોકન ... ... ૦-૧૪-૦
ઉપદેશશંકા નિરાસવાદ ... ... ... ૦–૨–૦
સિદ્ધાન્ત મુક્તાવલી ... ... ... ... ૦–૫–૬

ઉપરનાં પુસ્તકો નડીયાદમાં અમારી પાસેથી તેમજ અમદાવાદમાં કાશીદાસ જમનાદાસ મુગટવાલા, મુંબાઇમાં બલદેવદાસ કીર્તનીયા, પંડિત જેષ્ટારામ મુકુંદજી અને ડાકોરમાં આશ્રુરોડની ખાંડની ડીપોના કલાર્ક પાસેથી મળશે.

લિ. ...નદાસ પીતાંબરદાસ શાહ
નડીયાદ શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયના મંત્રી.